॥ શ્રીહરિઃ ॥

2132

# ગોરક્ષા અને ગોસંવર્ધન

## (આજની આવશ્યકતા)




સંત શ્રીરાજેન્દ્રદાસજી મહારાજ

॥ શ્રીહરિઃ ॥

2132

# ગોરક્ષા અને ગોસંવર્ધન

## (આજની આવશ્યકતા)

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

અનુવાદક
(રજનીભાઈ હરિઃૐઆશ્રમ(સુરત)વાળા)

લેખક
મલૂકપીઠાધીશ્વર સંત શ્રીરાજેન્દ્રદાસજી મહારાજ

## पुस्तकें यहाँ भी उपलब्ध हैं—

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
✆ ( 0261 ) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
✆ ( 022 ) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड ✆ ( 0712 ) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास ✆ ( 0257 ) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
✆ ( 040 ) 24758311, 66758311

सं० २०७६ द्वितीय पुनर्मुद्रण ३,०००

कुल मुद्रण ६,०००

❖ मूल्य—₹ १०
( दस रुपये )

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )

फोन : ( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३१२५१

web : **gitapress.org** e-mail : **booksales@gitapress.org**

गीताप्रेस प्रकाशन **gitapressbookshop. in** से **online** खरीदें।

2132 Goraksha (Gujrati)_Section_1_Back

॥ શ્રીહરિઃ ॥

# નિવેદન

આ સંસારમાં ગાય એક અદ્ભુત પ્રાણી છે, જે ખરેખર સૌને માટે કલ્યાણકારી અને માનનીય છે. આપણાં શાસ્ત્રો મુજબ ગાયમાં તેત્રીસ કોટિ દેવતાઓનો નિવાસ છે. માત્ર ગૌમાતાની સેવાથી આપણાં સઘળાં દેવી-દેવતાઓની સેવા સંપન્ન થઈ જાય છે. એટલા માટે ગોમાતાને સર્વદેવમયી અને સર્વતીર્થમયી કહેવામાં આવે છે. ગાયનાં દર્શનથી સમસ્ત દેવતાઓનાં દર્શન અને સઘળાં તીર્થોની યાત્રાનું પુણ્ય મળે છે. ગોદર્શન, ગોસ્પર્શ, ગોપૂજન, ગોસ્મરણ, ગોગુણાનુકીર્તન અને ગોદાન કરવાથી મનુષ્ય સર્વ પ્રકારનાં પાપોથી મુક્ત થઈને અક્ષય લોકનો ભોગ પ્રાપ્ત કરે છે. ગાયની પરિક્રમાથી પૂરી પૃથ્વીની પરિક્રમા થઈ જાય છે. આ રીતે ગાય ભારતવાસીઓની પરમ આરાધ્યા છે.

ઇતિહાસ-પુરાણોમાં આપણે વાંચીએ છીએ કે પ્રાચીન કાળમાં દરેક આશ્રમમાં હજારો-લાખો ગાયોની સેવા થતી હતી. આજના સમયમાં આ વાતો કાલ્પનિક માલૂમ પડે છે, પરંતુ રાજસ્થાનમાં પથમેડા નામનું એક સ્થાન છે, જ્યાં એક આશ્રમમાં એક મહાત્માની દેખરેખ હેઠળ એક લાખથી પણ વધારે ગાયોનું પાલન-પોષણ અને સેવા આજે પણ માનપૂર્વક સંપન્ન થાય છે, એ ભારતવાસીઓને માટે એક આદર્શરૂપ અને પ્રેરણાદાયક છે.

થોડા સમય અગાઉ પથમેડા ગોધામમાં મલૂકપીઠાધીશ્વર પરમ શ્રદ્ધેય શ્રીરાજેન્દ્રદાસજી મહારાજ દ્વારા ગોરક્ષા અને ગોસંવર્ધનના વિષયમાં એક પ્રેરણાસ્પદ પ્રવચન આપવામાં આવ્યું હતું. જેને પછીથી 'કલ્યાણ'ના કેટલાય અંકોમાં શૃંખલાબદ્ધરૂપે પ્રકાશિત પણ કરવામાં આવ્યું હતું. ગોપ્રેમી પાઠકોએ આને ઘણું વખાણ્યું અને પુસ્તકરૂપે પ્રકાશિત કરવાનો પણ આગ્રહ કર્યો. ગોરક્ષા અને ગોસંવર્ધનના સંદર્ભમાં આ પ્રવચનના મહત્ત્વને જોતાં એને હવે પુસ્તકરૂપે પ્રકાશિત કરવામાં આવી રહ્યું છે.

આજના પરિપેક્ષ્યમાં ગોવંશ તરફ ધાર્મિક અને આધ્યાત્મિક ચિંતનની સાથે-સાથે આર્થિક, સામાજિક તથા વૈજ્ઞાનિક તેમ જ સ્વાસ્થ્ય સંબંધી

ચિંતનની પણ જરૂરિયાત છે, જેની પૂર્તિ પણ ઘણું કરીને આ પ્રવચનમાં થઈ જાય છે. શ્રીરાજેન્દ્રદાસજી એક પ્રબુદ્ધ, ચિંતનશીલ, સામાજિક સંબંધવાળા વિચારક સંત છે. તેમની ભાવનાત્મક અભિવ્યક્તિ જો સામાન્યજનની ચિંતાનો વિષય બની જાય તો દેશ નક્કી જ ફરીથી આર્થિક સમૃદ્ધિ તેમજ આધ્યાત્મિક ઉન્નતિના શિખર પર પહોંચી જશે.

પરમાત્મા પ્રભુને પ્રાર્થના છે કે દરેક ભારતીય ગૌવંશ પ્રત્યે પોતાની જવાબદારી સમજે અને પોતાના જીવનમાં આ સાત્ત્વિક ગુણોને અપનાવે જેને આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યા છે. આશા છે વિદ્વાનજનો આને વાંચીને ગોસેવા પ્રતિ પ્રેરણા પ્રાપ્ત કરી વધુ શ્રદ્ધાન્વિત થશે.

**રાધેશ્યામ ખેમકા**



**નમો ગોભ્યઃ શ્રીમતીભ્યઃ સૌરભેયીભ્ય એવ ચ ॥**
**નમો બ્રહ્મસુતાભ્યશ્ચ પવિત્રાભ્યો નમો નમઃ ॥**

શ્રીમતી ગૌઓને નમસ્કાર। કામધેનુનાં સંતાનોને નમસ્કાર। બ્રહ્માજીની પુત્રીઓને નમસ્કાર। પાવન કરનારી ગૌઓને નમસ્કાર।

# ગોરક્ષા અને ગોસંવર્ધન
## (આજની આવશ્યકતા)

ગાયના તત્ત્વને સમજવાને માટે જેવી પવિત્રતા, નિર્મળતા, વિચારોની ગહનતા, સૂક્ષ્મતા હોવી જોઈએ, તેવી ભાવનાઓ ભક્તોમાં આવી શકે છે, જેઓનું તન, મન, પ્રાણ ગોભક્તિથી અનુપ્રાણિત હોય.

જેઓનું અંતઃકરણ અતિશય પવિત્ર બની જાય છે, તેઓ ગોતત્ત્વને સમજી શકે છે. અત્યંત પવિત્રનું તાત્પર્ય છે ત્રિગુણ (સત્ત્વ, રજ, તમ)—રહિત ચિત્ત અને બુદ્ધિ ગુણાતીત થઈ જાય તો ગોપદાર્થની મહત્તાને જાણી લઈ શકાય છે.

સનાતન ધર્મ શું છે ? આના સંબંધમાં વાલ્મીકિય રામાયણના સુંદરકાંડમાં પર્વતશ્રેષ્ઠ મૈનાક શ્રીહનુમાનજીને સનાતન ધર્મનું રહસ્ય સમજાવતા કહે છે —**'કૃતે ચ પ્રતિકર્તવ્યં એષ ધર્મઃ સનાતનઃ'** અર્થાત્ જેણે આપણા પ્રત્યે થોડો પણ ઉપકાર કર્યો છે, તેના પ્રત્યે સદા કૃતજ્ઞ રહેવું — એ જ સનાતન ધર્મ છે.

ભગવાનની સૃષ્ટિમાં ગાય જેવું કોઈ કૃતજ્ઞ પ્રાણી નથી. પ્રેમનો સ્વીકાર કરનારું તથા ઉપકારનો એવો ઉત્તર દેવાવાળું ગાયના જેવું કોઈ પ્રાણી નથી. અડસઠ કરોડ તીર્થ તેમ જ તેત્રીસ કરોડ દેવતાઓનો હરતો-ફરતો વિગ્રહ ગાય છે. સકળ બ્રહ્માંડ પર ગાયનો જે ઉપકાર છે, તેનું વર્ણન કરી શકાય તેમ નથી. ભગવાનની બાબતમાં એ વાત કહેવામાં આવે છે કે શુક, સનકાદિ, શેષ, શારદા પણ પ્રભુના ગુણોનું પૂરેપૂરું વર્ણન કરે, એ શક્ય નથી. એ ભગવાનનાં ચરણોમાં કોઈ પ્રાર્થના કરે કે પ્રભુ, આપ આપની ઉપાસ્ય દેવતા ગૌમાતાના ગુણોનું વર્ણન કરો, તેમના ઉપકારો ગણાવો તો શક્યતા છે કે ભગવાન પણ ગોમાતાની ચરણરજને મસ્તક પર ચઢાવીને, અશ્રુપૂર્ણ નેત્રોથી મૂક રહીને જ ગોમાતાના મહિમાનું વર્ણન કરશે, એવો ગોમાતાનો મહિમા છે.

શ્રીછીતસ્વામીજી મહારાજનું પ્રસિદ્ધ પદ છે —

**આગે ગાય, પાછે ગાય ઈત ગાય ઉત ગાય।**
**ગાયન મેં નન્દલાલ બસિબૌહી ભાવૈ॥**
**ગાયન કે સંગ ધાવે, ગાયન મેં સચુ પાવૈ।**
**ઔર ગાયન કી ખુર રેણુ અંગ લપટાવૈ॥**
**ગાયન તૈં બ્રજ છાયો, બૈકુણ્ઠઉઁ બિસરાયો।**
**ગાયન કે હેતુ કર ગિરિ લૈ ઉઠાવૈ॥**
**છીત સ્વામી ગિરધારી વિઠ્ઠલેશ વસુધારી।**
**ગ્વારિયા કૌ ભેષધારિ ગાયન મેં આવે॥**

આપણે ગાય પ્રત્યે જેવો થવો જોઈએ, તેવો કોઈ ઉપકાર કરવા પામ્યા નથી, ગાય જ આપણા પ્રત્યે ઉપકાર કરી રહી છે. પોતાનાં તન, મન, પ્રાણથી, પોતાના રોમ-રોમથી, પોતાનાં દૂધ, દહીં, ઘી, મૂત્ર તેમ જ ગોબરના દ્વારા, માત્ર પોતાની ઉપસ્થિતિથી, પોતાના શ્વાસ-પ્રશ્વાસ દ્વારા, પોતાની ખરીની રજથી, ગોવંશને સ્પર્શીને વહેનારી હવાથી, જે સકળ જગતનું કલ્યાણ કરનારી છે, એવી ગાયનો કેટલો ઉપકાર છે સમાજ પર, જડ-ચેતન બધા જીવો પર, તે અકથનીય છે.

ગાય પ્રતિ આપણે ઉપકારી બનીએ એ જ સનાતન ધર્મ છે. આપણી સામાન્ય સેવાથી ગાય ઉપકારી થાય છે. થોડા ઘણી ગાયની સેવા થઈ જાય તો તેનાથી ગાયમાતા એટલી સંતુષ્ટ થાય છે, એટલી કૃપા કરે છે કે તે પોતાના સેવક પ્રત્યે કૃતજ્ઞ રહે છે.

ગાય ધર્મનું પ્રતીક છે, કેમ કે ગાયના જેવી કૃતજ્ઞતા મનુષ્યમાં પણ નથી. **ગાય પ્રત્યે કૃતજ્ઞ થવું એ જ સનાતન ધર્મ છે. આજે જેટલી ભયંકર-ભયંકર સમસ્યાઓ છે, એ બધાનું મૂળ કારણ છે રજોગુણ અને તમોગુણની વૃદ્ધિ.** સાત્ત્વિકતા ક્યાંય જોવામાં આવતી નથી. **ભગવાને પોતાની સૃષ્ટિમાં સૌથી વધુ સત્ત્વગુણને ગાયની અંદર સ્થાપિત કર્યો છે.** ગાય સાત્ત્વિકતાનો આધાર તેમ જ પૂજ્ય છે. એટલા માટે ગાયની રક્ષાથી, ગાયની સેવાથી, ગાયની ભક્તિથી અને ગવ્ય પદાર્થોના સેવનથી મનુષ્યમાં સાત્ત્વિક વિચાર તથા સાત્ત્વિકતા આવે છે.

તમામ સમસ્યાઓનું સમાધાન ગોરક્ષા, ગોસેવાથી શક્ય છે. વિશ્વમંગલની શક્યતા ગોસેવા અને ગોરક્ષા પર નિર્ભર છે. જે દિવસે ગાયનું એક ટીપું લોહી પણ ધરતી પર નહીં પડે, એ દિવસે તમામ સમસ્યાઓનો નિકાલ થઈ જશે. સમસ્ત વિશ્વનું કલ્યાણ થઈ જશે. આ જ સમજાવવાની અને સિદ્ધાંતની વાત છે. કહે છે —

**યત્ર ગાવઃ પ્રસન્નાઃ સ્યુ પ્રસન્નાસ્તત્ર સમ્પદઃ।**
**યત્ર ગાવો વિષણ્ણાઃ સ્યુર્વિષણ્ણાસ્તત્ર સમ્પદઃ॥**

જ્યાં ગાયો પ્રસન્ન રહે છે, ત્યાં સઘળી સંપદાઓ પ્રસન્ન થઈ મળી રહે છે અને જ્યાં ગાયો દુઃખી રહે છે, ત્યાં સંપદાઓ દુઃખી થઈ લુપ્ત થઈ જાય છે.

હકીકતમાં આપણે ગાયની બાબતમાં વિચાર તો ઘણા વધારે કરીએ છીએ. કોઈ આપણને ગાયના વિષે બોલવાનું કહે તો આપણે વ્યાખ્યાન આપી શકીએ છીએ, કોઈ બહુ મોટો લેખક વ્યવસ્થિત રૂપે લખવાનું કહે તો લેખ પણ લખી શકીએ છીએ, પરંતુ ઈમાનદારીથી આપણા મન દ્વારા ગાયની ભક્તિ થવા પામતી નથી. પછી અમારું જે કહેલું સાંભળ્યું છે, તેનો કંઈ પણ મહિમા નથી, એ તો અમે નથી કહી શકતા, પરંતુ આ એક જાતનો દંભ છે. એટલા માટે અમારા પરમ પૂજ્ય ગુરુદેવે કહ્યું હતું કે, 'જુઓ પંડિતજી ! જે દિવસે એક પણ ગાય નહીં રાખશો, ગાયની સેવા નહીં કરશો, એ દિવસે ગાયની બાબતમાં બોલવાના અધિકારી નહીં રહેશો.' તેથી ગાયની બાબતમાં બોલવાના અધિકારી બની રહીએ, એના માટે કોઈ પણ કામમાં ખામી આવી જાય, પરંતુ ગોસેવામાં ખામી નહીં આવવી જોઈએ. ગમે તેવી મુશ્કેલી પણ સહન કરીને ગાયની સેવા કરવી જોઈએ.

પુરાણોમાં ગોમહિમા છે, સ્મૃતિઓમાં ગોમહિમા છે, સંતોની વાણીમાં ગોમહિમા છે, આવશ્યકતા છે કે વેદથી લઈ પુરાણ, આગમ, ઈતિહાસ, ગ્રંથ અને સંતોની વાણીઓ — એમનું વિસ્તૃત, ગહન અધ્યયન થાય અને એક ગંભીર ચિંતન-વિચારપૂર્વક સઘળાં ઉદ્ધરણોને એક ઠેકાણે સંકલિત કરવામાં આવે, સંગ્રહ કરવામાં આવે, તેમની

વ્યાખ્યાઓ પણ પ્રસ્તુત કરવામાં આવે તો અમે માનીએ છીએ કે એક વિશાળ ગ્રંથ તૈયાર થઈ જશે, એટલો ગાયનો મહિમા છે.

શ્રીમદ્ભાગવતમાં પણ ગાયના મહિમાનું ઘણું વર્ણન કરવામાં આવ્યું છે, એ સમયે ગોવંશ કેટલો સમૃદ્ધ હતો, આ વાતની ચર્ચા પણ ભાગવતના કેટલાક પ્રસંગોમાં કરવામાં આવી છે. ગોકર્ણજીનું પ્રાકટ્ય ગાયથી જ છે અને ગાયના ઉદરથી પેદા થયેલા ગોકર્ણ મહાત્મા એટલા પ્રભાવશાળી થયા કે ભાગવતના માહાત્મ્યમાં એમની ઉપમા શ્રીરામજી સાથે કરવામાં આવી. જેવી રીતે ભગવાન શ્રીરામે તમામ અવધવાસીઓને પોતાના નિત્ય ધામની પ્રાપ્તિ કરાવી, એ જ રીતે મહાત્મા ગોકર્ણની વાણીના પ્રસાદથી ભગવાન શ્રીકૃષ્ણનું અવતરણ થયું અને ભગવાન દ્વારા સમસ્ત શ્રોતાઓને નિત્ય ધામની પ્રાપ્તિ કરાવવામાં આવી. ભાગવતના મુખ્ય વક્તા શ્રીશુકદેવજી મહારાજ ભિક્ષામાં ગોદૂધ લેતા રહ્યા, એવું શ્રીમદ્ભાગવત તથા બીજા બીજા ગ્રંથોમાં વર્ણવેલું છે.

શ્રીમદ્ભાગવતમાં ગાયનો ઘણો મોટો મહિમા વર્ણવેલો છે. એક ગોસેવક ભક્તને માત્ર ગાયની સેવાથી ભગવાનની ગોચારણલીલાનું દર્શન તેમ જ નિત્ય લીલામાં પ્રવેશ મળ્યો.

જ્યાં સુધી આપણી બુદ્ધિમાં એ વાત જડાયેલી હશે કે ગાય પશુ છે, ત્યાં સુધી યોગ્ય રીતે સેવા થઈ શકશે નહીં. સેવા સદા સેવ્યની થાય છે, ઉપાસના સદા ઉપાસ્યની થાય છે અને ઉપાસના-સેવા ત્યારે શક્ય છે, જ્યારે સેવ્ય પ્રતિ — ઉપાસ્ય પ્રતિ — આપણી બુદ્ધિ એવી બની જાય કે આ સાક્ષાત્ ભગવાન છે. ગાય જ સાક્ષાત્ ભગવાન છે, એ વાત આપણા ખ્યાલમાં આવી જાય અને આવો ખ્યાલ કરીને ગાયની સેવા કરવામાં આવે તો ગોસેવાથી ભગવતપ્રાપ્તિ થઈ જાય. ગાય પ્રતિ આપણી પશુબુદ્ધિ હોવાને કારણે ગાય પ્રતિ મહત્ત્વ જાગતું નથી. એટલા માટે સેવાથી જેવો લાભ મળવો જોઈએ, એ લાભ મળવા પામતો નથી.

ભગવાનને વાંછિત વસ્તુઓમાં સૌથી પહેલી વસ્તુ છે ગાય. ગાય વિના શ્રીકૃષ્ણ પ્રસન્ન થતા નથી. તમે ષોડશોપચાર શું, ભલે સેંકડો

ઉપચારોથી ભગવાનનું પૂજન કરી લો, પરંતુ ગો-પદાર્થ જો સેવા-પૂજામાં નથી તો ભગવાન સંતુષ્ટ નથી. ગાય વિના ગોવિંદનું પૂજન શક્ય નથી. ગાય ભગવાનની વાંછિત વસ્તુ છે.

ભગવાનની બીજી વાંછિત વસ્તુ છે ગોપ. ગાયોની રક્ષા કરે અને ગાયોનું પાલન કરે તેને કહે છે ગોપ.

અર્થાત્ ભગવાનની પહેલી ઈચ્છા એ છે કે હું ગાયોથી ઘેરાયેલો રહું, બીજી ઈચ્છા છે કે હું ગોપાલકો, ગોસેવકોથી ઘેરાયેલો રહું અને ગોસેવામાં સહયોગ કરનારા પેલા જે ગોપગણોની ગૃહિણીઓ છે, ધર્મપત્નીઓ છે, તેઓ જ છે ગોપી. તો ગાયોનું જે રક્ષણ-પાલન કરે તેને ગોપ કહે છે અને ગાયોનું રક્ષણ-પાલન કરનારી જે છે, તેમને ગોપી કહે છે.

આનો મતલબ છે ગોરક્ષા, ગોસેવામાં જેની પ્રવૃત્તિ છે, એ જ મનુષ્ય ગોપ છે તથા ગોરક્ષા, ગોસેવામાં જેની પ્રવૃત્તિ છે, એ જ નારી ગોપી છે અને ગોપ-ગોપી શ્રીકૃષ્ણને પ્રિય છે. આપણે શ્રીકૃષ્ણના પ્રિય પાત્ર બનીએ, એના માટે જરૂરી છે કે આપણે ગોપ અને ગોપી બની જઈએ.

ગાય, ગોપ અને ગોપી – એમની સાથે નિરંતર રમવું ભગવાનને પ્રિય છે. ગોવંશની વચ્ચે રહીને જ ઠાકોરજી આપ્તકામ થાય છે અને આ ઈચ્છા ભગવાનની વ્રજમાં આવીને પૂરી થાય છે –

**કામાસ્તુ વઞ્છિતાસ્તસ્ય ગાવો ગોપાશ્ચ ગોપિકાઃ ॥**
**નિત્યાઃ સર્વે વિહારાદ્યો આપ્તકામસ્તતસ્ત્વયમ્ ॥**

વ્રજમાં ભગવાનની નિત્ય લીલા થાય છે. હવે આપણને તેનો અનુભવ કેવી રીતે થાય ? શાંડિલ્ય મહર્ષિ કહે છે કે વ્રજની સેવા કરો અર્થાત્ ત્યાંની નદી, નદ, કુંડ, સરોવર, વન, પર્વત વગેરેની સુરક્ષા કરતા રહીને ગાયની સેવા કરો. આ જે છે, એ ગાયોના ઉપાસના-ક્રીડાસ્થળ જ છે. એ સુરક્ષિત રહેશે તો ગાયોની સેવા ચાલુ રહેવા પામશે. આજે ગોસેવામાં જે સમસ્યાઓ પેદા થઈ રહી છે, તેનું મૂળ કારણ એ જ છે કે ગાયોને વિચરવાનું જે સ્થાન છે, તે નષ્ટ થઈ ગયું. અમે અમારા બચપણમાં જોયું

છે કે લોકોને ત્યાં ઘણી ગાયો રાખવામાં આવતી હતી અને તે ગાયોની સેવા કરવામાં તેમને કોઈ મુશ્કેલી પડતી ન હતી, કારણ કે સવારે ગાયને છોડવામાં આવતી અને ગાય ચરાવનારો ગોવાળિયો ગાય ચરાવવા લઈ જતો. નદી અને તળાવના કિનારે ગાયો ખૂબ ચરતી-ફરતી, નદી-સરોવરનું પાણી પીતી અને રખડી-ફરીને સાંજ થતાં થતાં પાછી આવી જતી. ગાય એટલી સાવધાન હોય છે કે તેને ચરાવવા લઈ જવા લાવવા માટે થોડા દિવસ જવું-આવવું પડે છે, પછી તો તેઓ એવી અભ્યાસુ થઈ જાય છે કે ટોળેટોળાં પોતાની મેળે જ ગામની સીમમાં આવીને પછી પોતપોતાના ઘરમાં પોતાની મેળે પહોંચી જાય છે અને કેટલીક તો જ્યાં તેમને બાંધવાની જગા છે, ત્યાં જઈને ઊભી રહી જાય છે. હવે આખો દિવસ ખૂબ ખાઈ-પીને ઉછળી-કૂદીને આવી છે; જંગલની શુદ્ધ હવા, શુદ્ધ પાણી પીને આવી છે, હવે રાત્રે તેમને થોડું ઘાસ નાખી દીધું, સવારે થોડો ચારો નાખી દીધો અને સવારે-સાંજે દોહી લીધી. અગાઉ ખર્ચ ઓછો હતો અને હાલ ખૂંટા પર બાંધીને પાળવાની છે. ગાયને ચરવાનું રહ્યું નથી, ફરવા-રખડવાની જગા નથી રહી, ગાય રખડી-ફરીને જેટલી સ્વસ્થ રહી શકે છે, તેવી રીતે ગાયને એક ઠેકાણે બાંધી રાખવાથી સ્વસ્થ નથી રહી શકતી. ગાયને ફરવા-ચરવાની પૂરતી જગા હોવી જોઈએ, તો જ ગાય સ્વસ્થ રહી શકે છે. ગાયની સેવા વધારે ખર્ચાળ ન હતી. સહજ સામાન્યરૂપે લોકો ગોપાલન કરી લેતા હતા, એનું કારણ એ જ હતું કે ગોચરણ માટે ગોચરભૂમિ અને જંગલ સુરક્ષિત હતાં. હાલ જ્યાં જ્યાં જંગલ સુરક્ષિત પણ છે, ત્યાં ગાયને ચરવાની અનુમતિ નથી. કેટલા દુર્ભાગ્યની વાત છે કે જંગલ ગાયને માટે જ છે પણ ત્યાં તેના પ્રવેશ પર પ્રતિબંધ છે. જંગલ જ્યાં સુધી હર્યા-ભર્યા અને શક્તિ તથા ઊર્જાથી સંપન્ન રહી શકે છે, ત્યાં સુધી તેમનામાં સ્વચ્છંદરૂપે ગાય વિચરણ કરે; કેમ કે ગાય હરતાં-ફરતાં રહીને ઔષધિઓનું ભક્ષણ કરે તો તે દિવ્ય ઔષધીય ગુણ તેના દૂધમાં આવે અને પછી તે જે ગોબર-ગોમૂત્ર કરે તો પૃથ્વીનો ખોરાક જ ગોબર અને ગોમૂત્ર છે. પૃથ્વી પોતાનો ખોરાક મેળવીને પુષ્ટ થાય, તેની ઉપજશક્તિ વધે તો વૃક્ષો પણ લીલાંછમ થાય.

હાલમાં જ આ સમયે ગોવર્ધનની બાબતમાં એક મહાત્માજી કહી રહ્યા હતા કે મોટાં મોટાં જૂનાં વૃક્ષો સૂકાઈ રહ્યાં છે. આના પર અનુસંધાન કરવામાં આવ્યું તો એ વાત જાણવામાં આવી કે પેલાં વૃક્ષોને ખોરાક નથી મળી રહ્યો. કયો ખોરાક ? કહ્યું ગોબર-ગોમૂત્ર નથી મળતાં.

બળતણના તમામ વિકલ્પ આપી ચૂક્યા છે, સૌર ઊર્જા, વીજળી, કેરોસીન, ગેસ તેમ છતાં પણ પર્વત બોડા થઈ ગયા, તેમના પર કોઈ વૃક્ષ નથી, જંગલોમાં ઝાડ નથી, કેમ નથી ? અને આજ પહેલાં બળતણના વિકલ્પ ન હતા તો જંગલી લાકડાં અને છાણાંથી જ બધું કામ થતું હતું ત્યારે પણ વન સુરક્ષિત હતાં. એવું ન હતું કે એ સમયે જંગલો કપાતાં ન હતાં. એ સમયે પણ જંગલો કપાતાં હતાં, પરંતુ ગોબર-ગોમૂત્રને કારણે એ વનભૂમિને, એ વૃક્ષોને પોષણ મળતું રહેતું હતું. નવાં-નવાં વૃક્ષો પેદાં થતાં રહેતાં હતાં, પરંતુ હાલ એ વાત નથી. એટલા માટે પર્વત અને વનને સુરક્ષિત કરવાનો ઉપાય પણ એ જ છે કે એમને ગોવંશને ચરવાને માટે ઉપયુક્ત બનાવવામાં આવે. ગો-અભ્યારણ્ય સ્થાપિત કરવામાં આવે, જ્યાં ગાયો નિર્ભય થઈને હરે-ફરે. કોઈ નદીનો પ્રદેશ હોય અને મોટા પ્રમાણમાં ગોચારણ હોય તો આજે પણ સમૃદ્ધિ ફરી પાછી આવી શકે છે. ધરતી લીલીછમ બની શકે છે.

ચોર્યાસી વૈષ્ણવ-વાર્તા (વલ્લભકુળની ભક્તમાળ)માં એક ચરિત્ર આવે છે. એક પટેલ જાતિનો ભક્ત હતો, તે આવીને જતીપુરામાં રહી ગયો. શ્રી ગોસાંઈ વિઠ્ઠલનાથજી મહારાજે તેને બ્રહ્મસંબંધ પ્રદાન કરી દીધો અને શ્રીનાથજીની ગોસેવામાં લગાડી દીધો. વર્ષાઋતુમાં એવો વરસાદ વરસ્યો કે રાતદિવસ પાણીની ઝડી ચાલુ રહી. ગાયોને છોડીને ક્યાં લઈ જવી, આટલા ભારે વરસાદમાં ગાયોને ગોશાળામાં જ રાખવી પડી. ગાયો ત્યાં જ ગોબર અને ગોમૂત્ર કરતી, એ ભક્ત ગોશાળાઓને સાફ કરતો રહ્યો. ગાયોની સેવા કરતો રહેતો. એ સમયે જતીપુરામાં શ્રીનાથજી બિરાજતા હતા અને સેવકોને મંદિર દ્વારા પ્રસાદ મળતો હતો. તેને ગોસાંઈ મહારાજે કહ્યું કે જઈને પ્રસાદ લઈ લે. બધા ગોવાળિયાઓ તો પોતાની સેવા કરીને ત્યાં જમવા ચાલ્યા જતા, પરંતુ આ નહીં જતો.

આને સેવા કરતાં કરતાં સમય થઈ જતો અને પ્રસાદના સમયે ન પહોંચવાથી પ્રસાદ મળતો ન હતો. સ્થિતિ એ થઈ કે જ્યારે ભૂખ્યો જ ગોસેવા કરતો રહ્યો, ત્યારે તેની ઉપર ગોમાતા સંતુષ્ટ થઈ અને જ્યારે ગોમાતા સંતુષ્ટ થઈ તો ગોવાળિયો ગોવિંદ અસંતુષ્ટ કેવી રીતે રહે ? ઠાકોર શ્રીનાથજી સંતુષ્ટ થઈ ગયા અને શ્રીનાથજી પોતાનો શયનભોગ લઈને જાતે પધાર્યા. તે તો ગોસેવા કરતો અને ઠાકોરજીની ડ્યુટી થઈ ગઈ પ્રસાદ પહોંચાડવાની. પ્રેમથી જમી લેતો. એક દિવસ ઠાકોરજી પોતાનો સોનાનો થાળ, ઝારી બધું ત્યાં છોડીને આવી ગયા. ખબર પડી કે શ્રીનાથજીના શયનભોગનો થાળ, ઝારી બધું ક્યાં ચાલ્યું ગયું ? જઈને જોયું તો ગોવાળ ભક્તને ત્યાં હતું. ગોવાળ ભક્તને ગોસાંઈ વિઠ્ઠલનાથજીએ બોલાવીને પૂછ્યું તો બોલ્યો રાતે તો આવ્યા હતા, બોલ્યા — 'તું ગોસેવા કરે છે, લે ખાઈ-પીને મસ્ત રહે ! ત્યારે ગોસાંઈજીએ કહ્યું — ઠાકોરજીને કષ્ટ થાય છે, તો કહ્યું કે મોકલી દઈશું તારે માટે પ્રસાદ. બીજા કોઈ ગોવાળિયા સાથે પ્રસાદ મોકલી દેતા. પ્રસાદ લઈ જઈને રાખી દેતા અને ઠાકોરજીએ તેને કહ્યું કે 'તું ગાય ચરાવવા અમારી સાથે આવ્યા કર.' એ દિવસમાં ગાય ચરાવવા ચાલ્યો જતો તો કેટલાય દિવસનો પ્રસાદ એકઠો થઈ ગયો. તો તેણે કહ્યું — મહારાજ ! ત્યાં પ્રસાદ લઈ જવો નકામો છે, કેટલાય દિવસ થઈ ગયા તે તો ખાતો જ નથી.

તેને પાછો બોલાવ્યો પૂછ્યું કેમ ખાતો નથી ? બોલ્યો — મહારાજ સવારે ગોસેવા કરું છું, સાંજે ગોસેવા કરું છું, રાત્રે પણ જે બની શકે છે તે સેવા કરું છું અને દિવસે ઠાકોરજી કહે છે કે અમારી સાથે ગાય ચરાવવા ચાલ, તો હું ગાય ચરાવવા ચાલ્યો જાઉં છું. કહ્યું — ગાયો ચરાવીને પાછો આવે, ત્યારે ભોજન લઈ લેવું જોઈએ. ત્યારે બોલ્યો કેવી રીતે ખાવું ? ત્યાં ઠાકોરજીને ગોપી સરસ છાસ આપી જાય છે. ઠાકોરજી પોતાની સાથે જ બેસાડીને ખવડાવે છે, કહે છે કે તું પણ જમ તો જમી લઉં છું. ત્યાં એટલું પેટ ભરાઈ જાય છે કે પછી અહીંયાં જમવાની ઇચ્છા રહેતી નથી. મોટી નવાઈ છે કે આટલી ગોસેવાથી સંતુષ્ટ થઈ ગયા

તેના ઉપર કે ઠાકોરજીની ગોચારણ લીલાનો પણ તેને અનુભવ થવા લાગ્યો અને પ્રેમ એવો વધ્યો, એવો વધ્યો કે ઠાકોરજી પોતાના નિજ મંદિરને છોડીને આ ગોવાળિયા ભગતના આસન પર કેટલીય વાર સૂવા ચાલ્યા આવતા. હવે ગોવાળિયાનું આસન તો કેવુંય હોય જૂની ગોદડી હતી, બિચારો ભલો, ભોળો, અભણ ભગત હતો. ઠાકોરજી આવીને તેની ગોદડી પર જ સૂઈ જતા. ત્યારે ગોસાંઈજીએ વિચાર્યું કે ઠાકોરજીને જ રાત્રે પીડા થાય છે કેમ આ ગોવાળિયાને જ ઠાકોરજીની પાસે ન બેસાડી દેવો ? તો પેલા ગોવાળિયાને કહ્યું — 'જો, તને રાત્રે તો કોઈ સેવા રહેતી નથી તો રાત્રે મંદિરનાં દ્વાર પર જ સૂવાનું રાખ. ત્યાં જ તારાં કપડાં લઈ આવ, લાઠી લઈને બેસ. જ્યાં સુધી ઇચ્છા હોય નાપજપ કર અને જ્યારે ઊંઘ આવે ત્યારે સૂઈ જજે. બોલ્યો — જે આજ્ઞા મહારાજ. ત્યાં જ આવીને સૂવા લાગ્યો. એક દિવસ સૂઈ રહ્યો હતો, તો સૂતા-સૂતા તેને કંઈક અવાજ સંભળાયો કે મંદિરનું બારણું ખૂલ્યું. તરત લાઠી લઈને બેઠો થઈ ગયો કે મને તો દ્વારપાળ બનાવવામાં આવ્યો છે, આ કોણ ઘુસ્યું ? કોણે બારણું ખોલ્યું ? જોયું તો પૂરાં આભૂષણોથી સુસજ્જિત શ્રીનાથજી મંદિરથી બહાર પધાર્યા. ભગત જોતો રહ્યો. ઠાકોરજી ગયા, પાછળથી રાધારાણી ગઈ અને ગોપીઓ ગઈ તો તે વિચાર કરવા લાગ્યો કે અરે ! ગોસાંઈજીએ તો મંદિરમાં એકલા ઠાકોરજીને પધરાવી રાખ્યા છે, એમાં આટલી સ્ત્રીઓ ક્યાંથી ઘુસી હતી ? એવું તે મનમાં વિચારવા લાગ્યો અને તે ઠાકોરજીની પાછળ પડી ગયો કે જોઉં તો ખરો કે આ રાત્રે ક્યાં જઈ રહ્યા છે ? શરદપૂર્ણિમા હતી, ઠાકોરજી જતીપુરાથી ચાલીને ચંદ્રસરોવર પધાર્યા. જ્યાં સૂરદાસજીની બેઠક છે, એ મહારાસસ્થળ છે, ત્યાં ઠાકોરજી આવ્યા અને દિવ્ય વાદ્યો વાગવા લાગ્યાં, મહારાસ થવા લાગ્યો, પેલા ગોવાળિયા ભગતને મહારાજનાં દર્શન થવા લાગ્યા, શંકરજીને જે રાસનાં દર્શન કરવાને માટે ગોપી બનવું પડ્યું, તેને ઘાઘરો પહેર્યા વિના જ મહારાસનાં દર્શન થઈ ગયા. આજના રાસમાં વિચિત્ર લીલા એ થઈ કે પહેલાં તો ઠાકોરજી અંતર્ધાન થતા હતા, આજના રાસમાં શ્રીજી અંતર્ધાન થઈ ગઈ અને ઠાકોરજીને શ્રીજીનો

વિયોગ વ્યાપી ગયો. રાધે-રાધે કહીને ભગવાન વિલાપ કરવા લાગ્યા. હવે મોરલી ક્યાંક પડી ગઈ, ક્યાંક મોર-મુકુટ પડી ગયો. જેમ જેમ ભગવાનનાં આભૂષણો શ્રીઅંગથી પડતાં ગયાં, પેલા ગોવાળ ભગતે એકઠાં કરીને પોટલી બાંધી લીધી. સવાર થઈ. ઠાકોરજીની મંગળા આરતીનો સમય થયો, ઠાકોરજી મંદિરમાં પધાર્યા, પાછળથી પેલો ગોવાળ ભગત પણ આવીને બેસી ગયો. ગોસાંઈજીએ સ્નાન કરીને જ્યાં અંદર પ્રવેશ કર્યો તો જોયું કે મંદિરમાં શયન પછી ઉતારેલાં જેટલા આભૂષણો હતાં, બધાં ગાયબ છે. ગોવાળ ભગતને બોલાવ્યો. પૂછ્યું — કેમ ક્યાં ગયો હતો ? મંદિરનાં બધાં આભૂષણો ક્યાં ચાલ્યા ગયાં ? તેણે કહ્યું, 'મહારાજ ! બધાની સામે નહીં બતાવીશ. એકાંતમાં બતાવીશ. કહ્યું બતાવ, શું વાત છે ? તો બોલ્યો, અરે ! તમે એમને સીધા સમજો છો, આ સીધા નથી. આ તો મંદિરમાં ઘણી સ્ત્રીઓ ઘુસેલી હતી, અડધી રાત્રે આ મંદિરથી નીકળીને ગયા તો અમે વિચાર્યું કે શું ખબર જંગલમાં એમને ક્યાંક તકલીફ ન થઈ જાય, ક્યાંક હિંસક પ્રાણી આક્રમણ ન કરી દે તો અમે લાઠી લઈને પાછળ-પાછળ એમની સલામતી માટે ગયા. ત્યાં આવી-આવી લીલા થઈ. કોઈ એક બહુ સુંદર-સુંદર હતી, તે જેવી ક્યાંક જઈને છુપાઈ ગઈ. તેઓ તેનું નામ લઈને રડવા લાગ્યા, આભૂષણો પડવાં લાગ્યાં, પછી જે જે આભૂષણ પડતાં ગયાં, અમે એકઠાં કરતાં ચાલ્યા, આ પીતાંબર છે અને આ આભૂષણો છે.

ગોસાંઈજીએ તેને છાતી સરસો ચાંપી દીધો અને કહ્યું કે માત્ર ગોસેવાથી ભગવાનની લીલાનાં દર્શન અને ભગવાનની નિત્યવિહારની લીલામાં પ્રવેશ થઈ ગયો.

જ્યાં સુધી આપણી બુદ્ધિમાં આ વાત ઠરી રહેશે કે ગાય પશુ છે, ત્યાં સુધી સેવા બરાબર થઈ શકશે નહીં. શ્રીમદ્‌ભાગવતમહાપુરાણમાં કહેવામાં આવ્યું છે —

**વેદાદિર્વેદમાતા ચ પૌરુષં સૂક્તમેવ ચ ।**
**ત્રયી ભાગવતં ચૈવ દ્વાદશાક્ષર એવ ચ ॥**

ગાયમાં, વેદમાં, ૐકારમાં, દ્વાદશાક્ષર મંત્ર (ૐ નમો ભગવતે

વાસુદેવાય)-માં, સૂર્યમાં, ગાયત્રી, વેદત્રયીમાં ફેર નથી. એ બધા સાક્ષાત્ ભાગવતસ્વરૂપ જ છે. ભાગવતનું શ્રવણ કરવું, ભગવાનનું ચિંતન કરવું, તુલસીની પૂજા કરવી, જળ સીંચવું અને ગાયની સેવા કરવી, કહે છે આમાં કોઈ ફેર નથી.

અમારા મહારાજજી તો કહેતા હતા કે અમારા તો એ ઠાકોરજી છે. એક મૌની ઠાકોર અને એક બોલતા-ચાલતા ઠાકોર. મંદિરવાળા ઠાકોર મૌની ઠાકોર. તેઓ બોલતા નથી અને ગૌમાતા બોલતા-ચાલતા ઠાકોર. ગાય, ધાર કાઢવા (દૂધના સમયે)ને માટે પણ અવાજ કરે છે, લો ભાઈ અમારું દૂધ કાઢી લો, પાણીને માટે અવાજ કરશે, ચારાના માટે અવાજ કરશે તો બોલતા-ચાલતા ઠાકોર છે ગૌમાતા.

ગૌસેવા ભગવાન શ્રીકૃષ્ણનો પ્રત્યક્ષ આશ્રય છે. ભગવાનનાં ત્રણ સ્વરૂપ છે — આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક. ભાગવત અને ગૌમાતા બંને ભગવાનની વિભૂતિ છે. ગોમાતાની સેવા ભગવાન શ્રીકૃષ્ણના આધિભૌતિક ચરણોનો આશ્રય છે, શ્રીકૃષ્ણના ચરણકમળની પ્રાપ્તિનું પ્રથમ સોપાન છે ગૌમાતાની સેવા—ગાયનો આશ્રય પ્રત્યક્ષ શ્રીકૃષ્ણનો આશ્રય છે, પરંતુ દુર્ભાગ્યની વાત એ છે કે ભગવતપ્રાપ્તિનું જે સરળ સાધન છે, તેનામાં કોઈનું મન લાગતું નથી. ગાયનું ગોબર ઉઠાવવું, ગાયને સાની ખવડાવવી, ખજવાળી દેવું, ગાયને પ્રણામ કરવા—કેટલાં સરળ સાધન છે ભગવતપ્રાપ્તિનાં. પરંતુ આમાં મન નથી લાગતું. હવે નામજપ છોડીને, ગોસેવા છોડીને, સંતસેવા છોડીને આપણે વિચારીએ કે આ આંખ-નાક બંધ કરવાથી, અને મોટી-મોટી તપસ્યા કરવાથી ભગવાન મળી જશે તો એ શક્ય નથી.

બ્રાહ્મણી જાબાલાએ પોતાના પુત્ર સત્યકામને મહર્ષિ ગૌતમની પાસે મોકલ્યો. મહર્ષિ ગૌતમે જ્યારે તેનો પરિચય સાંભળ્યો તો કહ્યું — નક્કી જ તું બ્રાહ્મણ છો. તારી અંદર સત્ય પ્રતિષ્ઠિત છે. એ બ્રાહ્મણ બ્રહ્મચારીને ધર્મની શિક્ષા પ્રદાન કરીને એક સો ગાયો આપી દીધી અને કહ્યું — 'જ્યારે આ હજાર થઈ જાય, ત્યારે પાછી લાવજે.' પેલો બાળક ઘણી નિષ્ઠાથી સેવા કરતો. સત્યકામ જાબાલ સો ગાયો લઈને ચાલ્યો ગયો

અને જ્યારે ગોવંશની સંખ્યા એક હજાર થઈ ગઈ, ત્યારે ગાયો તેની સેવાથી સંતુષ્ટ થઈ ગઈ. એ ગોવંશનો એક નંદી વૃષભ બ્રહ્મચારી સત્યકામની પાસે આવ્યો. સત્યકામે ઘણા આદરપૂર્વક કહ્યું, — 'કહો નંદીશ્વર ! શું કહેવા ઇચ્છો છો ?' તેણે કહ્યું, — 'વત્સ સત્યકામ, અમે તારી સેવાથી ઘણા સંતુષ્ટ છે. હવે અમારી સંખ્યા એક હજાર થઈ ચુકી છે, હવે તું અમને ગુરુઘરની તરફ લઈ જા. અમે તારી સેવાથી સંતુષ્ટ છીએ, તું બ્રહ્મવિદ્યાને લાયક અધિકારી છે, આચમન, પ્રાણાયામ કરીને સાવધાન થઈ જા. હું તને બ્રહ્મવિદ્યાના પ્રથમ ચરણનો ઉપદેશ કરું છું.' આમ કહીને વૃષભે જ બ્રહ્મવિદ્યાના પ્રથમ ચરણનો ઉપદેશ આપી દીધો અને કહ્યું કે તને આગળના ચરણનો ઉપદેશ અગ્નિના દ્વારા પ્રાપ્ત થઈ જશે. બીજે દિવસે તે ચાલી નીકળ્યો, સમિધા સળગાવીને અગ્નિહોત્ર કરી રહ્યો હતો, એ જ સમયે અગ્નિની જ્યોતિથી તેને બ્રહ્મવિદ્યાના દ્વિતીય ચરણનો ઉપદેશ પ્રાપ્ત થયો. તૃતીય ચરણનો ઉપદેશ તેને એક જળપક્ષીના દ્વારા થયો અને તેણે કહ્યું કે તને ચતુર્થ ચરણનો ઉપદેશ તારા ગુરુજી કરશે. તો જ્યારે તે એક હજાર ગોવંશને લઈ ગુરુજીની પાસે પહોંચ્યો તો ગૌતમજી આશ્ચર્યચકિત થઈ ગયા. તેમણે કહ્યું — 'પુત્ર, તારું મુખ તો બ્રહ્મજ્ઞાનીના જેવું દેખાઈ રહ્યું છે' અર્થાત્ માત્ર ગોસેવાથી સત્યકામ બ્રહ્મવિદ્ થઈ ગયો.

શ્રીમદ્ભાગવતમહાપુરાણ ગ્રંથના પ્રતિપાદ્ય ભગવાન શ્રીકૃષ્ણ છે અને શ્રીકૃષ્ણનું વંદન ગ્રંથના આદિમાં **'સત્યં પરં ધીમહિ'** કહીને કરવામાં આવ્યું છે.

તાત્પર્ય એ છે કે શ્રીકૃષ્ણમાં અને ગાયમાં ફેર નથી, એટલા માટે **'સત્યં પરં ધીમહિ'** કહીને ગાયનું ધ્યાન કરવામાં આવ્યું. ભાગવતમાં મંગલાચરણના પ્રથમ શ્લોકના રૂપમાં ગાયનું વંદન કરવામાં આવ્યું છે.

માંસાહારી લોકો જે પોતાને હિંદુ પણ કહે છે, તેઓ હોટલોમાં જઈને માંસ ખાઈ રહ્યા છે અને તે માંસમાં ગોમાંસ પણ વપરાઈ રહ્યું છે. તેઓ કહેવાને તો પોતાને હિંદુ કહે છે અને ગોમાંસ ખાઈ રહ્યા છે તો બતાવો આવી સ્થિતિમાં ગાયના હિતની વાત કેવી રીતે વિચારી

શકે છે ? ગાયના હિતની વાત, ગાયની સેવાની વાત, રક્ષા અને કલ્યાણની વાત કેવી રીતે વિચારી શકે છે ? ગાયના લોહીનું એક ટીપું કોઈ તળાવ, કૂવામાં પડી જાય, તેને પી લેવાથી જ્યાં હિન્દુ ધર્મ નષ્ટ થઈ ગયો, એવું કહેવામાં આવતું હતું, આજે તેઓ માંસ ખાઈ રહ્યા છે અને કહે છે કે અમે હિન્દુ છીએ. તેઓ કેવા હિન્દુ છે ?

અમારા પૂજ્ય ગુરુદેવ શ્રીભક્તમાલીજી મહારાજ તો વારંવાર કહેતા હતા કે પંડિતજી સૌથી વધુ અત્યાચાર ગાય પર થઈ રહ્યો છે. એટલા માટે ગાયની સેવાથી વધીને સત્કર્મ આ કળિકાળમાં બીજું કોઈ નથી થઈ શકતું. મહારાજજીના મુખથી અમે અનેક વાર આ વાક્યને સાંભળ્યું. ગાય, બ્રાહ્મણ અને સાધુ ત્રણે પર સંકટ છે પણ મહારાજજી કહેતા હતા કે સાધુ અને બ્રાહ્મણ — એમને કાપવાને યાંત્રિક કતલખાનાં નથી બન્યાં, એમને ક્યાંક ને ક્યાંક જઈને માથું છુપાવવાની જગા છે પણ ગાયનો નાશ કરવાને તો યાંત્રિક કતલખાનાં બની ગયાં છે. ગાય કપાઈ જઈ રહી છે, એટલા માટે સૌથી વધુ સંકટ ગાય ઉપર છે અને આવી હાલતમાં ગાયની સેવાથી વધીને બીજું કોઈ શુભ કર્મ નથી. સૌથી શ્રેષ્ઠ સત્કર્મ ગાયની સેવા છે, ગાયની રક્ષા છે. તમે વિચારો, પરમ ધર્માત્મા શૂરવીર ચક્રવર્તી સમ્રાટના શરીરની કેટલી કિંમત થઈ શકે છે અને તે પણ ધર્મધુરંધર સમ્રાટ દિલીપ. પરંતુ પરમ ગોભક્ત દિલીપ નંદિની ગાયને બચાવવાને માટે સિંહની આગળ પોતાનું બલિદાન કરીને હાજર થઈ જાય છે. તેઓ કહે છે — 'સિંહ ! તારે ખાવું જ છે તો તું મને ખાઈને તારી ભૂખ મટાડી દે,' પરંતુ મારા ગુરુમહારાજની ગાયને છોડી દે. તમે વિચારો કે એક સમ્રાટ ગાયની રક્ષાની કિંમત પોતાના શરીરથી ચુકવી રહ્યો છે અને આજે ગાય નષ્ટ થઈ રહી છે.

ગાયનો મહિમા સર્વોપરી છે અને વેદોએ તેનું ખૂબ ગાયન કર્યું છે, વેદના મૂળમાં ગો-મહિમા છે અને વેદનું અનુકરણ કરવાવાળા પુરાણોએ તેનો વિસ્તાર કર્યો અને વેદનું અનુગમન કરવાવાળી જે સ્મૃતિઓ છે, એ સ્મૃતિઓમાં પણ ગો-માહાત્મ્યનું વર્ણન કરવામાં આવ્યું છે.

ગાયની ભક્તિનો, ગાયની સેવાનો ઘણો મોટો મહિમા છે, જે પ્રગટ

છે, સૌ જાણે છે, પવિત્ર સાધન છે. સંપન્ન શ્રીમંત તો આ સાધનને કરી જ શકે છે, જે તદ્દન અકિંચન છે, તેઓ પણ આ સાધનને કરી શકે છે, જેમની પાસે કંઈ નથી, ભૌતિક વસ્તુ પરમાત્માએ જેમને આપી નથી, એવા પરમ અકિંચન લોકો પણ ગોસેવા કરી શકે છે, આ એવું પવિત્ર સાધન છે. તમે લોકો કહેશો કે કેવી રીતે કરી શકીએ છીએ ? અરે ભાઈ ! અમારી પાસે જમીન નથી, ધન નથી, અન્ન નથી, પરંતુ શરીર તો ભગવાને આપ્યું છે કે નહીં ? કોઈ ગૌશાળામાં જઈને ઝાડુ લગાવી શકો છો, ગોબર ઉઠાવી શકો છો, ગાયની પીઠ પસવારી શકો છો અને કંઈ ન બને તો ગાયને ચરાવવા લઈ જઈ શકો છો. આમાં પૈસાની જરૂર નથી. જે તદ્દન અકિંચન છે, જેણે એક ઝૂંપડી પણ ક્યાંય નથી બનાવી, તે વ્યક્તિ પણ ગોસેવા કરી શકે છે, બસ માત્ર વાત એ છે કે ગોસેવાનો સંકલ્પ, ગોસેવાની ભાવના તેના ચિત્તમાં હોવી જોઈએ, પછી તે ગોસેવા કરી શકે છે.

પંઢરપુરમાં એક મહાત્મા મળ્યા, બોલ્યા મહારાજ ! અમારી ગોમાતાનાં દર્શન કરવા ચાલો, ગોશાળામાં. ઘણા પ્રસન્ન થયા અમે લોકો. ગયા દર્શન કરવા, ચંદ્રભાગાના કિનારે તેમણે ગાયોને રાખી હતી. તેમની પાસે ઘણી ગાયો હતી અને તેમણે પોતાનો અનુભવ જણાવ્યો કે ઋષિકેશના સત્સંગભવનમાં પરમ શ્રદ્ધેય સ્વામી શ્રીરામસુખદાસજી મહારાજનું પ્રવચન સાંભળી રહ્યા હતા, ત્યાં પ્રવચનમાં સ્વામીજીએ ગોસેવાની વાત કહી. કહ્યું અકિંચન વ્યક્તિ પણ ગોસેવા કરી શકે છે, બસ આ જ સૂત્ર અમે પકડી લીધું અને ગોસેવામાં અમે લાગી ગયા. અહીંયાં જે ગાય આમ-તેમ ભટકી રહી હતી, તેમને જ અમે રાખી અને તેમને કંઈક ઘાસ-ચારો લાવીને નાખી દેવો, આ રીતે સેવા શરૂ કરી. વખત જતાં ઘણા લોકોએ હઠાવવાનો પ્રયાસ કર્યો. સરકારી લોકોએ કહ્યું કે કોની જમીનમાં બાબાજી બેસી ગયા ? અમે કહ્યું — ‘ભાઈ ! અમને હઠાવી દે પણ ગાયને તો ક્યાંક રાખો.’ તો તે મહાત્મા બતાવી રહ્યા હતા કે અમે તો અભણ છીએ પણ અહીંના લોકો અમને સિદ્ધ માનવા લાગ્યા, કેવા સિદ્ધ માનવા લાગ્યા ? બોલ્યા કોઈની કોઈ કામના થતી

કે મહારાજ ! અમારું અમુક કામ થતું નથી તો અમે કહેતા કે ગાયને ચારો-દાણા નાખી દો. ઠીક થઈ જશે. ગાયમાતા સૌનું યોગ્ય કરી રહી છે અને નામ અમારું થઈ રહ્યું છે. તેમણે જણાવ્યું કે ગોમાતા જ બધાનું કાર્ય કરી રહી છે.

તો અકિંચન વ્યક્તિ પણ સેવા કરી શકે છે. હવે એ ગોસેવાની સાથે સાથે ભગવન્નામ જપ થાય ત્યારે તો પછી પૂછવું જ શું ? આટલું સરળ સાધન ગોસેવા જેને ધનવાન નહીં ધનહીન વ્યક્તિ પણ કરી શકે છે, વિદ્વાન જ નહીં મૂર્ખ વ્યક્તિ પણ કરી શકે છે પણ આવા પવિત્ર સાધનમાં જીવોની રુચિ કેમ નથી ? આનું કારણ તેમની બુદ્ધિ કળિમળથી ઘેરાયેલી અને મલિન બુદ્ધિ, મલિન અંતઃકરણમાં પવિત્ર સાધનનો મહિમા પ્રગટ થતો નથી. એટલા માટે ચિત્તનું નિર્મળ થવું અત્યંત અપેક્ષિત છે અને રામનામનો જપ કરીશું તો બધી મલિનતા મટી જશે, ચિત્ત નિર્મળ થઈ જશે.

સૌના આરાધ્ય, ઉપાસ્ય ભગવાન અને ભગવાનના આરાધ્ય, ઉપાસ્ય કોણ છે ? તો શ્રીમદ્ભાગવતનું અનુશીલન કરવાથી એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે સૌના આરાધ્ય-ઉપાસ્ય ભગવાન છે અને ભગવાનની પણ આરાધ્ય-ઉપાસ્ય ગોમાતા છે, તો ભગવાન ઈષ્ટ છે અને ઈષ્ટના ઈષ્ટ ગોવંશ છે, ગોમાતા છે. એટલા માટે ગાય અતિ ઈષ્ટ છે. શ્રીકૃષ્ણાવતારની લીલામાં ભગવાન ગોભક્તિ કરે છે, કેવી અદ્ભુત ગોભક્તિ છે, ભગવાનની લીલા ગોસેવા સાથે જોડાયેલી છે. ભગવાનના પ્રાગટ્યના સમયે શ્રીવાસુદેવજીએ ૧૦૦૦ પયસ્વિની ગાયોના દાનનો સંકલ્પ કર્યો. આના પછી ભગવાન વ્રજમાં પહોંચી ગયા, ત્યાં તો કહેવું જ શું ? નંદોત્સવમાં વીસ લાખ ગાયોનું દાન કરવામાં આવ્યું. એમાં કોઈ નવાઈની વાત નથી; કેમ કે વ્રજ શબ્દનો અર્થ જ છે ગોષ્ઠ. એવું ગોષ્ઠ જેમાં ૧,૦૦,૦૦૦,૦૦ (એક કરોડ) ગોવંશ નિવાસ કરતો હોય.

પૂતનાની છાતીથી જ્યારે ગોવાળ-બાળોએ ઠાકોરજીને ઉતાર્યા તો બોલ્યા બાળકને રાક્ષસીએ સ્પર્શ કરી લીધો છે તો એ કેવી રીતે શુદ્ધ થાય ? ભગવાનને ક્યાં લાવવામાં આવ્યા — ગૌશાળામાં, ગોમૂત્રથી

સ્નાન કરાવ્યું. ગોમળનો લેપ કર્યો, ગોમાતાની ચરણરજ શ્રીઅંગમાં લગાડી અને પછી પૂંછડીથી ઝાડવા લાગ્યા. ભગવાન ઘણા ખુશ થઈ રહ્યા હતા કે આ મારો અવતાર ગોમાતાની ભક્તિને માટે થયો છે અને જુઓ તો ખરા, આ ગોપીઓ અમને ગોસદનમાં લઈ આવી ગોમાતાની ચરણરજ, ગોમાતાનું ગોબર અને ગોમાતાના પવિત્ર મૂત્રનો પવિત્ર સ્પર્શ કરાવીને મારો અવતાર ધારણ કરવાનું પ્રયોજન સફળ થઈ ગયું. આજે ગવ્ય પદાર્થોનો સ્પર્શ કરીને હું પણ કૃતાર્થ થઈ ગયો, એ અનુભવ કરીને ભગવાન પ્રસન્ન થઈ રહ્યા છે.

હવે ઠાકોરજી થોડા વધારે મોટા થયા તો મૈયા તેમને મણિમય પ્રાંગણમાં રમવાને માટે બિરાજમાન કરી દે છે. પરંતુ મણિમય પ્રાંગણ અને સુંદર-સુંદર રમકડાંઓની વચ્ચે બેસીને ભગવાનને ગમતું નથી. ભગવાન ગોરજમાં રમવા ચાલ્યા જતા, જ્યાં ગાય અને વાછરડાં ક્રીડા કરી રહ્યાં છે, એ રજમાં ઠાકોરજી રમવા જતા. મૈયા દોડીને ઉઠાવવા જતી, ક્યાંક વાછરડો, વાછરડી, ગાય લાલાની ઉપર પગ ન રાખી દે, શિંગડાંથી ક્યાંક મારી ન દે. આ ભયથી માતા તેમને બચાવવા જાય છે. ગોરજને શ્રીઅંગમાં લેપ કરીને ભગવાનને અતિશય પ્રસન્નતા થાય છે.

પદ્મગંધા જાતિની ગાયો બાબાના મહેલમાં જ રહેતી હતી, જેમનાં શ્રીઅંગથી, જેમનાં દૂધથી, દહીંથી, ઘીથી, છાસથી ખીલેલાં કમળના મકરંદની સુગંધ પ્રગટ થતી, એવી ૧,૦૦,૦૦૦ (એક લાખ) પદ્મગંધા ગાયો નંદબાબાની ગોશાળામાં હતી. તેમનાં ગોબર અને ગોમૂત્રથી પણ એક વિશેષ પ્રકારના કમળની સુગંધ આવતી, તો તેમનાં ગોબર અને ગોમૂત્રના મિશ્રણથી જે રજ ભળીને એક વિશિષ્ટ પ્રકારનો રગડો બની ગયો છે, તેનું નામ છે વ્રજકર્દમ. આ ગોશાળાના કીચડમાં ભગવાન બેસી જાય છે અને રગડામાં ભગવાન સ્નાન કરવા લાગી જાય છે, અંજલિથી રગડાને પોતાના અને દાઉદાદાની ઉપર પણ ચઢાવે છે. આને સંતોએ **'પંકાભિષેક-લીલા'** કહી છે. રગડાથી લપેટાયેલા લાલજીને જોઈને મૈયા કહે છે કે 'અરે કનૈયા ! મને તો એવું લાગે છે કે પૂર્વજન્મનો સૂવર

છે. ઠાકોરજી હસી પડે છે. બોલ્યા, તું કહી તો રહી છે નારાજ થઈને પણ સાચું જ કહી રહી છે, મેં 'વરાહ' અવતાર પણ ધારણ કર્યો હતો. આ ઠાકોરજીનો ગોપ્રેમ છે.

પછી ઠાકોરજી થોડા વધારે મોટા થઈ ગયા તો રમતાં-રમતાં ગાય-વાછરડાં પાસે ચાલ્યા જાય છે. વાછરડાં પણ ભગવાનની પાસે આવી જાય છે, સૂંઘે છે અને દિવ્ય સુગંધવાળા ભગવાનનાં શ્રીઅંગને સ્પર્શીને આનંદમાં આવીને વાછરડાં ઉછળ-કૂદમાં લાગી જાય છે. જ્યારે વાછરડાં ઊભાં રહે છે તો ઠાકોરજી ધીરે-ધીરે તેમના પગની પાસે જાય છે અને તેમની લટકી રહેલી લાંબી પૂંછડીને પકડી લે છે અને પૂંછડીને પકડીને ઊભા થઈ જાય છે, ભગવાનના શ્રીઅંગનો સ્પર્શ પામીને વાછરડાંઓમાં વીજળી જેવો ચમકારો થાય છે અને એ વાછરડાંઓ ફલંગ ભરવા લાગે છે. ઠાકોર વાછરડાંઓની પાછળ પૂંછડી પર લટકી રહ્યા છે અને વાછરડાંઓ ભાગી રહ્યા છે, આને આચાર્યોએ કહ્યું છે — **'લટકંત બ્રહ્મ'**. તો આ ઠાકોરજીનો ગોવત્સ પ્રેમ છે.

ભગવાન શ્રીકૃષ્ણની ગોવંશ પ્રતિ આત્મીયતાનું વર્ણન કરતાં શ્રીબિલ્વમંગલજી મહારાજે શ્રીકૃષ્ણકર્ણામૃત ગ્રંથમાં કહ્યું છે —

**ગોપાલાજિરકર્દમે વિહરસે વિપ્રાધ્વરે લજ્જસે**
**બ્રૂષે ગોધનહુંકૃતૈઃ સ્તુતિશતૈર્મૌનં વિધત્સે વિદામ્ ।**
**દાસ્યં ગોકુલપુંશ્ચલીષુ કુરુષે સ્વામ્યં ન દાન્તાત્મસુ**
**જ્ઞાતં કૃષ્ણ તવાઙ્ઘ્રિપઙ્કજયુગં પ્રેમાચલં મઞ્જુલમ્ ॥**

ભાવ એ છે કે પ્રભુ ! તમે વ્રજના કીચડમાં તો વિહાર કરો છો પણ બ્રાહ્મણોના યજ્ઞમાં પહોંચવામાં તમને લાજ આવે છે. ગાયોના હુંકાર કરવાથી, વાછરડાંઓના હુંકાર કરવાથી તેમની હુંકારવાળી ભાષાને તમે સમજી લો છો અને મોટા મોટા જ્ઞાની સ્તુતિ કરવા લાગી જાય છે તો ચુપ ઊભા રહી જાઓ છો. તેમને જવાબ આપતા નથી અને આ વાછરડાં જ્યારે હુંકાર ભરે છે, બસ તરત દોડીને તમે તેમની પાસે ચાલ્યા જાઓ છો અને તેમને ગળે લગાડી લો છો. હે કૃષ્ણ ! હું જાણી ગયો, તમે

બીજા કોઈ તત્ત્વનો આદર નથી કરતા, તમે તો માત્ર પ્રેમનો જ આદર કરો છો, જેના હૃદયમાં પ્રેમ છે, તેનાથી તમે રીઝાઈ જાઓ છો.

હવે ઠાકોરજીનો ગોપ્રેમ શું છે, એને ધ્યાનથી સાંભળો. ગોરસ પ્રેમ ગોપ્રેમ છે. આપણે ગાય પ્રત્યે તો પ્રેમ રાખીએ, પરંતુ ગવ્ય પદાર્થોની આપણી પ્રીતિ ન થાય ? ગવ્ય એટલે દૂધ, દહીં, ઘી, ગોબર, ગોમૂત્ર. જો આપણી ગવ્યથી પ્રીતિ નથી તો ગાયથી પ્રીતિ પણ નથી. ભગવાન શ્રીકૃષ્ણની ગવ્ય પદાર્થોમાં પ્રીતિ છે. ઠાકોરજીના ઘરમાં દૂધ, દહીં, માખણ-સાકરની ખોટ નથી પણ આમ છતાં પણ ગવ્ય પદાર્થોથી તેમની જે પ્રીતિ છે, એ પ્રીતિને કારણે ઠાકોરજી ચોરી કરીને પણ ખાય છે.

અને એવી અદ્‌ભુત ગોપ્રીતિ છે ભગવાનની, હજુ ઠાકોરજી ચાર વર્ષના થયા અને ચાર વર્ષના ઠાકોરજી રીસાઈ ગયા, કેમ રીસાઈ ગયા ? બોલ્યા, 'બાબા ! હવે હું મોટો થઈ ગયો, હું ગાયો ચરાવીશ. અરે લાલ ! ગોવાળિયાનો લાલો થઈને ગાયો જ ચરાવશે. બીજું શું કરશે ? એક પંડિતજી કથામાં કહેતા હતા, અરે ગોવાળિયાનો છોકરો થઈને ગાયો જ ચરાવશે શું કલેક્ટર બનશે ?

'લાલા, તું જરા નાનો છે, જરા મોટો થઈ જા, પછી ગાય ચરાવજે.' ત્યારે ઠાકોરજી રડવાનું બંધ નહીં કરતા. એ નક્કી કરવામાં આવ્યું કે મિત્ર-મંડળની સાથે ઠાકોરજીને ગોવત્સ ચરાવવાને માટે નિમવામાં આવે, ચાર વર્ષના ઠાકોરજી ગાય ચરાવવાને માટે, ગોસેવાને માટે રડી રહ્યા છે, આ ઠાકોરજીની ગોપ્રીતિ છે.

તેઓ વાછરડાં ચરાવે છે અને વાછરડાં કેવી રીતે ચરાવે છે, તેનું પણ ભાગવતમાં વર્ણન છે; વાછરડાંને માલિશ કરે છે, વાછરડાંની સાથે રમે-કૂદે છે, લીલું-લીલું ઘાસ ઉખાડી ઉખાડીને વાછરડાંને પોતાના હાથથી ખવડાવે છે, વાછરડાં ખૂબ ઘાસ ચરી લે છે, પ્રસન્ન થઈ જાય છે, યમુનાજીનું જળ પી લે છે, વાછરડાં જ્યારે બેસી જાય છે, ત્યારે ઠાકોરજી બેસે છે, એટલી પ્રીતિ કરે છે. થોડો નાસ્તો લઈને આવે છે, પરંતુ વાછરડાં જ્યારે ખાઈને, પી લે ત્યારે ઠાકોરજી નાસ્તો કરે છે.

હવે ઠાકોરજીના પાંચ વર્ષ પૂરાં થઈ ગયાં અને છઠ્ઠા વર્ષમાં પ્રવેશ્યા. છ વર્ષના ભગવાન રડવા લાગી ગયા અને એટલા રડ્યા કે ભગવાનનું રડવું જ બંધ ન થાય, રમકડાં સામે રાખ્યાં તો બધાં ઉઠાવીને ફેંકી દીધાં, મૈયા ખોળામાં લે છે તો ઉતરીને જમીન પર આળોટે છે. બધો શણગાર બગાડી નાખ્યો. હવે મૈયા-બાબા બધા પૂછી રહ્યા છે, 'લાલા કંઈ બતાવ તો ખરો મનની વાત કે તું શા માટે રડી રહ્યો છે ?' રડતાં રડતાં અટકી ગયા ઠાકોરજી અને બોલ્યા, 'બાબા ! હવે હું માખણ ખાઈ-ખાઈને મોટો થઈ ગયો, તેથી હું ગાય ચરાવીશ.' અરે રામ-રામ ! સવારથી ગાયો ચરાવવા માટે રડી રહ્યો છે, પહેલાં જ બતાવી દેતો. જો લાલા, આપણે ગોપાલક છીએ, આપણો ધર્મ ગોસેવા છે, આપણે ગાયોની સેવા કરીએ છીએ. પણ આપણા હિંદુ ધર્મમાં બધાં કાર્યો મુહૂર્ત જોઈને કરવામાં આવે છે. પુરોહિતજીને બોલાવીશું, તેઓ પંચાંગ જોશે, મુહૂર્ત બતાવશે કે ગોસેવાનું, ગોચારણનું અમુક મુહૂર્ત છે, ત્યારે તારે હાથે ગોપૂજનપૂર્વક ગોચારણ સંપન્ન કરવામાં આવશે.

ઠાકોરજી બોલ્યા, બોલાવો પુરોહિતજીને, હમણાં જ મુહૂર્ત બતાવો. તેઓ પુરોહિતજી, પુરોહિતજી નામ લઈને રડી રહ્યા હતા, ત્યાં સુધી શાંડિલ્યજી જાતે જ આવી ગયા. પુરોહિતજીએ પૂછ્યું કે લાલા, કેમ રડી રહ્યો છે ? તમે મુહૂર્ત જોઈ આપો, ગાય ચરાવવાનું ક્યારથી શરૂ કરવું ?

તેમણે તરત પંચાંગ ખોલ્યું અને બોલ્યા 'અરે બાબા, તમારો લાલો તો મુહૂર્ત જોઈને જ રડ્યો છે.' બોલ્યા, 'આજે કાર્તિક શુક્લ અષ્ટમી છે, ગોપાષ્ટમી છે, આજે તો ગોમાતાનું પૂજન કરીને ગોચારણ કરવું જોઈએ. આજના જેવી બીજી કોઈ શ્રેષ્ઠ તિથિ ગોચારણની નથી, તમારો લાલો તો મુહૂર્ત જોઈને જ રડ્યો છે.' પછી તો ઠાકોરજીએ પ્રેમથી ગોપૂજન કરીને ગોચારણ શરૂ કર્યું. ગોચારણના સમયમાં જ ભગવાન પગરખાં ધારણ નથી કરતા, પગમાં જોડા, ચંપલ ભગવાન ધારણ કરતા નથી. એટલા માટે ધારણ નથી કરતા કે 'અમે ગાય ચરાવી રહ્યા છીએ' — આ સામાન્ય બુદ્ધિથી પ્રભુ ક્રિયા નથી કરી રહ્યા. ગાય અમારી

ઉપાસ્ય દેવતા, ઈષ્ટ દેવતા છે, આ ગાયો ચરાવવી ગોઉપાસના છે. આવું માનીને ભગવાન કરી રહ્યા છે અને ઉપાસના જોડા-ચંપલ પહેરીને કરવામાં નથી આવતી. એટલા માટે ભગવાન પગરખાં વિના ગોચારણ કરે છે. ગાયોનાં ઝુંડની પાછળ ચાલે છે, કેમ ચાલે છે ગાયોનાં ઝુંડની પાછળ, એટલા માટે કે ગોમાતાની ચરણરજ અમારા પર પડે અને હું પવિત્ર થઈ જાઉં, તો શું ભગવાનમાં શું કોઈ અપવિત્રતા આવી ગઈ છે ? નહીં-નહીં, ભગવાનમાં કોઈ અપવિત્રતાની સંભાવના નથી. પરંતુ તેઓ પરમ પાવન, પતિતપાવન શ્રીકૃષ્ણ પણ ગોચરણરજ દ્વારા અભિષેકના પછી અતિશય પવિત્રતાનો અનુભવ પોતે પોતાનામાં કરે છે, વનમાળા, પોશાક, મુકુટ-મોરલી બધું ગોરજમય થઈ જાય છે.

ગાય ખૂબ લીલું-લીલું ઘાસ ચરીને સંતોષ કરીને જળપાન કરીને જ્યારે બેસી જાય છે, ત્યારે ઠાકોરજી બેસે છે, ત્યાં સુધી ઠાકોરજી ઊભા જ રહે છે, બેસતા નથી. જ્યારે ગાય બેસી જતી, ત્યારે ઠાકોરજી અને ગાયો વિશ્રામ કરતી ત્યાં સુધી ઠાકોરજી ઊભા થઈ જતા. કૃષ્ણાવતારમાં જે અદ્ભુત ગોભક્તિનો આદર્શ ભગવાને પ્રસ્તુત કર્યો છે, એ તો પોતે પોતાનામાં અનુપમ છે. શ્રીકૃષ્ણની ગોભક્તિ શ્રીકૃષ્ણની જ ગોભક્તિ છે. તેઓ ગાયોની પાછળ પાછળ જાય છે અને ગાયોની પાછળ પાછળ જ પાછા ફરે છે, મોરલી સંભળાવે છે ગાયોને. કાલિયનાગનું દમન કરે છે. કાલિયહ્રદને શુદ્ધ કરે છે તો શા માટે ? ગાયોને માટે. કાલિયહ્રદનું જળપાન કરીને મૃત્યુ પામેલી ગાયોને જીવતદાન આપે છે. ક્યાં સુધી કહેવું. ગાયોને માટે દાવાનળપાન કરે છે, ગાયોની રક્ષાને માટે જ મોટા મોટા અસુરોનો વધ કરે છે. ગાયોની રક્ષાને માટે જ ગિરિરાજ ગોવર્ધનને પોતાની કનિષ્ઠિકાના આગળના ભાગ પર ધારણ કરે છે.

ભગવાનને પૂછ્યું વ્રજવાસીઓએ, સખાઓએ કે 'કનૈયા તું જો સાચી સાચી વાત બતાવ આપણે સખાઓમાં તું તો મોટો છે, કોઈ ચાર-છ મહિના નાનો છે, અમારામાં તો એ સામર્થ્ય નથી, તારામાં આટલું સામર્થ્ય ક્યાંથી આવી ગયું, જે તેં ગોવર્ધન ઉઠાવી લીધો ? તો ઠાકોરજીએ

કહ્યું, 'ગોસેવાના પુણ્યથી અમે ગોવર્ધન ઉઠાવી લીધો.'

પછી ભગવાન મથુરા જાય છે, ત્યાં કંસવધના પછી વસુદેવજી પૂજન કરાવે છે. યજ્ઞોપવીત સંસ્કાર થયા, ત્યારે ગોદાન થયું. પછી સાંદીપનિજીના આશ્રમમાં ભણવા ગયા, ત્યારે ગોસેવા કરતા હતા અને દ્વારકા-લીલામાં તો સ્પષ્ટ વર્ણન છે કે, ૧૩૦૮૪ ગાયોનું દાન દરરોજ દ્વારકાધીશ કરે છે. શિંગડાં સ્વર્ણમંડિત, ખરી રજતમંડિત, પૂછડાંમાં મોતી અને ઝવેરાત પરોવેલી સુંદર રેશમી ઝૂલ. આટલું ગોદાન નિત્ય કરતા તો સ્વયં ભગવાનની પાસે કેટલો ગોવંશ હશે ? ભગવાનની સકળ વ્રજલીલામાં ગાય જ મુખ્ય છે. બૃહત્પરાશરસ્મૃતિમાં લખ્યું છે —

**શૃંગમૂલે સ્થિતો બ્રહ્મા શૃંગમધ્યે તુ કેશવઃ ।**
**શૃંગાગ્રે શંકરં વિદ્યાત્ ત્રયો દેવાઃ પ્રતિષ્ઠિતાઃ ॥**

ગાયનાં શિંગડાંના મૂળ ભાગમાં બ્રહ્માજી રહે છે, મધ્યમાં ભગવાન કેશવ અને શિંગડાંના આગળના ભાગમાં શંકરજી રહે છે, ત્રણે દેવતાઓ ગોમાતામાં પ્રતિષ્ઠિત છે.

ગાયથી અલગ ત્રિદેવ નથી. આદિગઉ સુરભિથી એમનું પ્રાગટ્ય કહેવામાં આવ્યું છે. ધર્મનો જન્મ ગાયથી છે. કેમ કે ધર્મ જે છે, તે વૃષભરૂપ છે અને ગાયના પુત્રને જ વૃષભ કહેવામાં આવે છે. નીલ વૃષભના રૂપમાં ધર્મ પ્રગટ થયો છે. અન્નની ઉત્પત્તિને માટે જ ધર્મે ધારણ કર્યું વૃષભનું રૂપ; કેમ કે વૃષભ વિના ખેતી શક્ય નથી. ઉત્તમ અન્ન એનાથી જ પેદા થાય છે. મહાપાપી જીવ પણ શ્રદ્ધાથી ગોવંશની સેવા કરવા લાગી જાય તો પાપોથી રહિત થઈ જાય છે અને ગોલોકમાં જઈને તે સુશોભિત થાય છે. ગોસેવા કરવાવાળાને ગોલોકની પ્રાપ્તિ થાય છે.

ગાયનું સ્મરણ કરીને, ગાયને નમસ્કાર કરીને જે ગાયની પ્રદક્ષિણા કરે છે, તેણે જાણે સાત દ્વીપ અને સાત સમુદ્રવાળી પૃથ્વીની પ્રદક્ષિણા કરી લીધી. જે ગાયને માત્ર ચારો નાખી દે, પાણી પીવડાવી દે અથવા નિત્ય ગ્રાસ અર્પિત કરે તો તે સો અશ્વમેધ સમાન પુણ્ય પ્રાપ્ત કરે છે.

**સંસ્પૃશન્ ગાં નમસ્કૃત્ય કૂર્યાત્ તાઞ્ચ પ્રદક્ષિણમ્ ॥**
**પ્રદક્ષિણીકૃતા તેન સપ્તદ્વીપા વસુન્ધરા ।**
**તૃષણોદકાદિસંયુક્તં યઃ પ્રદદ્યાત્ ગવાહ્નિકમ્ ।**
**સોઽશ્વમેધસમં પુણ્યં લભતે નાત્ર સંશયઃ ।**
**ગવાં કણ્ડૂયનં સ્નાનં ગવાં દાનસમં ભવેત્ ॥**

(બૃહત્પરાશરસ્મૃતિ)

ગાયની પીઠ પર હાથ ફેરવી દીધો, સારી રીતે તેને ખંજવાળી આપ્યું, તેને માખી-મચ્છરથી બચાવવાને માટે ગોશાળામાં ધુમાડો કરી દીધો તો નિત્ય એવું કરવાવાળાને નિત્ય કપિલા ગાયનું દાનનું પુણ્ય પ્રાપ્ત થાય છે. ગોદાન કરવાવાળો તો જીવનમાં કંઈક દાન કરશે, પરંતુ નિષ્કામ ભાવથી ગોસેવા કરવાવાળો તો નિત્ય ગોદાનનું પુણ્ય પામે છે.

મહર્ષિ પારાશર કહી રહ્યા છે પોતાના શિષ્ય સુવ્રતને – હે વત્સ સુવ્રત ! તેને પાપ ક્યાંથી સ્પર્શ કરી શકે છે, તેના ઘરમાં ક્યાંથી અમંગળ થઈ શકે છે, જ્યાં ગાય પ્રસન્ન થઈને રહેતી હોય, વાછરડાઓ અને વાછરડીઓની સાથે એ ઘરમાં કદી અશુભ-અમંગલ થતું જ નથી, જ્યાં ગાય પરિવારના સભ્યની જેમ નિવાસ કરતી હોય.

મહર્ષિ પારાશર કહી રહ્યા છે કે બ્રહ્માજીએ એક જ કુળના બે ભાગ કરી દીધા — એક ભાગ ગાય અને એક ભાગ બ્રાહ્મણ, એટલા માટે ગાય અને બ્રાહ્મણ બંનેની એક જ શ્રેણી છે; કેમ કે બ્રાહ્મણમાં મંત્ર પ્રતિષ્ઠિત છે અને ગાયોમાં હવિષ્ય પ્રતિષ્ઠિત છે.

**ગોભિર્યજ્ઞાઃ પ્રવર્તન્તે ગોભિર્વેદા પ્રવર્ધિતાઃ ।**
**ગોભિર્વેદા સમુદ્ગીર્ણા સષડઙ્ગપદક્રમાઃ ॥**

ગાયોમાં જ તમામ યજ્ઞોની પ્રતિષ્ઠા છે, ગાય નહીં રહેશે તો સૃષ્ટિ પણ નહીં રહે; એટલા માટે ગાયના વિના સૃષ્ટિની કલ્પના નથી કરી શકાતી. વેદોની સ્થિતિ પણ ગાયમાં જ છે. છ અંગોના સહિત વેદની ઉત્પત્તિ ગાયથી જ છે, એવું પુરાણોમાં લખ્યું છે.

જેઓ નાસ્તિક પ્રકૃતિનાં પ્રાણી છે, તેઓ ગાયના મહત્ત્વને

સાંભળીને અર્થવાદ-બુદ્ધિની કલ્પના કરી લે છે. અર્થવાદ એટલે ગાય ઉપયોગી પશુ છે, એટલા માટે વધારી-ચઢાવીને મહિમા કહેવામાં આવ્યો છે, વાસ્તવમાં એટલો મહિમા નથી – એવું વિચારનારા આજે પણ એવા તમામ લોકો છે, જે ગાયને કંઈ પણ માનતા નથી. નાસ્તિક શબ્દનો અર્થ શું છે — **'નાસ્તિકો વેદનિન્દકઃ ।'** વેદોનું મૂળ ગાય છે, કેમ કે હવિષ્યનો આધાર પણ ગાય છે અને મંત્રનો આધાર પણ ગાય છે, એટલા માટે જે વેદને નથી માનતા, તેઓ ગાયને નથી માનતા, જેમના સિદ્ધાંતમાં પરલોક નથી, પુનર્જન્મ નથી, વેદનો મહિમા નથી. ગાયના પ્રત્યે વિશ્વાસ, નિષ્ઠા અને પ્રીતિ નથી, તેઓ જ નાસ્તિક છે.

અમને એક વાત યાદ આવે છે. પોતાના પૂજ્ય ધર્મસંઘવાળા ગુરુજીની. ગુરુજીની પાસે ભણવા જતા હતા તો એક વાર ગુરુજીને અમે પૂછ્યું — ગુરુજી ! સનાતનધર્મી હિન્દુની કોઈ સરળ પરિભાષા બતાવો. ગુરુજી હસવા લાગ્યા, બોલ્યા — જે પરલોક-પુનર્જન્મ ન માને તે નાસ્તિક છે અને પરલોક-પુનર્જન્મને માને તે હિન્દુ છે. જો એવી પરિભાષા કરવામાં આવે તો એવા પણ સંપ્રદાય છે, જે પુનર્જન્મ તેમ જ પરલોકને માને છે પણ વેદને નથી માનતા, તેઓ પણ હિન્દુ થઈ જશે — એ યોગ્ય નથી. એટલા માટે ગુરુજી ફરીથી બોલ્યા – 'હિન્દુ' શબ્દનો સરળાર્થ એ છે કે જેની ગાયમાં શ્રદ્ધા હોય. ગોબર-ગોમૂત્રમાં શ્રદ્ધા હોય, તે હિન્દુ છે. ગાયના ગોબર અને ગોમૂત્રમાં જેને ઘૃણાબુદ્ધિ આવે તો ક્યાંક ને ક્યાંક વર્ણસંકરતાનો દોષ, દૂષિત રક્ત તેમાં આવી ગયું છે, એવું સમજવું જોઈએ. એટલા માટે તેની ગાયમાં અને ગવ્ય પદાર્થોમાં શ્રદ્ધા નથી થતી. ગાયનું ગોબર અને ગોમૂત્ર તો એવું હોય છે કે બુદ્ધિ આપમેળે સાત્ત્વિક થઈ જાય છે. ગાયના ગોબરથી લીપેલું ઘર હોય, ઝૂંપડી હોય, તેમાં રહીને જે આનંદ આવે છે, સુંદર રંગ-રોગાન કરેલું હોય એ ઘરને જોઈને તેવો આનંદ નથી આવતો.

ગાયના ગોબરથી લીપેલું ઘર જોઈને ચિત્તમાં આપમેળે સાત્ત્વિકતા આવી જાય છે. તમે વિચારો, જે ગાયના ગોબર અને ગોમૂત્રમાં આટલો

સત્ત્વગુણ છે, તેનાથી લીપેલા ઘરને જોઈને હૃદયમાં સાત્ત્વિક ભાવ ઉઠવા લાગી જાય તો કલ્પના કરો કે ગાયના રોમ-રોમમાં કેટલી સાત્ત્વિકતા હશે ! ગાયના શરીરથી એક ખાસ પ્રકારની સાત્ત્વિકતા પ્રગટ થાય છે. મનુષ્ય જે સ્વાભાવિક શ્વાસ લે છે, તે મુજબ ૨૪ કલાકમાં ૨૧,૬૦૦ શ્વાસ થાય છે અને ૧ મિનિટમાં ૧૫ શ્વાસ લે છે, પરંતુ ગાય ૧૧ શ્વાસ કે ૧૦થી ઓછા શ્વાસ લે છે. મનુષ્ય જ્યારે વિકારગ્રસ્ત (ક્રોધાદિયુક્ત) હોય છે તો પ્રતિ મિનિટ ૧૫થી પણ કેટલો ઘણો વધારે શ્વાસ લેવા લાગી જાય છે. તેથી ગાયને નજીક રાખવી જોઈએ અને ગાયોની વચ્ચે રહેવું જોઈએ; કેમ કે તેનાથી વિકાર આપમેળે ઓછા થતા જશે. ગાયોની પાસે કૂતરાં, બિલાડીને બિલકુલ પણ ન રાખવાં જોઈએ. **કૂતરાં અને બિલાડીના શ્વાસની પ્રક્રિયા ઘણી ઝડપી હોય છે, એટલા માટે એમનાં શરીરમાં તમોગુણના પરમાણુ પ્રગટ થાય છે અને એમની પાસે રહેનારાઓમાં પણ વિકાર વધી જાય છે.** ગીતાપ્રેસના 'ગોઅંક' (કલ્યાણ)માં તો લખ્યું છે કે ગોશાળામાં કૂતરો નહીં રાખવો જોઈએ; કેમ કે ગોવંશ અસ્વસ્થ થઈ જશે, ગાયનું દૂધ ઓછું થઈ જશે, ગાયોમાં રોગ પેદા થઈ જશે. કોઈ યોગસિદ્ધ થવા ઇચ્છે છે તો ગાયોની વચ્ચે રહીને જો તે યોગાભ્યાસ કરે તો તેને યોગસિદ્ધિ શીઘ્રાતિશીઘ્ર થશે, તેને પોતાના મન અને ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરવામાં ઘણી સુગમતા થશે.

ગાય પોતે પોતાનામાં સ્વપ્રકાશિત છે. ગાયને સુશોભિત કરવાને માટે કોઈની આવશ્યકતા નથી. પોતે પોતાનામાં તેની શોભા છે. ખરેખર ગાય જોવામાં જ કેટલી સારી લાગે છે, ગાય પ્રસન્નતાથી બેઠી હોય, વાગોળતી હોય, **તમે શાંતિથી ગાય પર ત્રાટક** (પલક માર્યા વિના નિરંતર જોવાની ક્રિયા) **કરો, આપમેળે તમારા ચિત્તમાં ઘણી પ્રસન્નતા થશે.** ગાય બહુ શાંતિ અને આનંદમાં રહેનારું પ્રાણી છે. એમનું કુળ આપોઆપ તો સુશોભિત થનારું છે જ, ગાયોથી વ્રજની અને વ્રજવિહારી શ્રીકૃષ્ણની શોભા છે, એવી ગોમાતા છે.

આર્થિક સમૃદ્ધિનો આધાર ગાય છે. ગાય વિના આર્થિક સમૃદ્ધિ શક્ય નથી. જે ગોસેવક છે, તે સ્વપ્રકાશિત થઈ જાય છે. ગાયના ગવ્ય પદાર્થોથી પ્રભૂત સંપત્તિની તેને પ્રાપ્તિ થાય છે, તે ગાયના દ્વારા ઉત્તમ અન્ન (ખેતી વગેરે) પ્રાપ્ત કરે છે. જે ગાયની સેવા કરે છે, તેને શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરવાનો ભાવ પેદા થઈ જાય છે. કહે છે આનું કોઈ પ્રમાણ છે શું ? બોલ્યા – હા, પ્રમાણ છે. આદિપુરાણમાં ભગવાન વેદવ્યાસ કહી રહ્યા છે, નિત્ય ગોસેવા કરવાવાળાને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થઈ જાય છે —

**'શ્રકૃષ્ણઃ પ્રાપ્યતે વિપ્ર નિત્યં ગોકુલસેવયા ।'**

વેદ-શાસ્ત્રોમાં ગાયનો મહિમા તો ઓછો છે, એનાથી પણ અનંતગણો ગાયનો મહિમા છે, પરંતુ પામર (નીચ) મનુષ્ય ગાયને પશુ માને છે. જેઓ ગાયની સેવા કરે છે, તેઓ દરિદ્ર નથી રહેતા. અમે અમારા બાળપણમાં મોટામોટા લોકો દ્વારા સાંભળ્યું છે કે કોઈ જમાનો એવો હતો, જ્યારે છોકરો જોવાને માટે ઘર-વર જોવાને માટે હજામ અને પુરોહિતજી આવતા હતા. તો હજામને પુરોહિતજીની સેવાને માટે મોકલવામાં આવતો હતો અને પરિવારનો એકાદ સભ્ય પણ સાથે થઈ જતો હતો. હજામને શિખવાડી રાખવામાં આવતું હતું કે અમે લોકો તો અહીંયાં વાતચીત કરીશું, તારે જઈને તેમની ગોશાળા જોઈ આવવી, ગોશાળામાં ખૂંટા ગણી કરીને આવવા કે કેટલા ખૂંટા ખોડેલા છે, તે આવીને ધીરેથી બતાવી દેતો હતો કે આટલા ખૂંટા ખોડવામાં આવ્યા છે. જ્યારે ખબર પડી કે ૪૦ ખૂંટા ખોડેલા છે, ત્યારે તો બોલ્યા — આંખ મીંચીને દીકરી આપી દો, એમને ત્યાં કોઈ ચિંતા નથી. દીકરી અને બાળકો ખૂબ પુષ્ટ અને આનંદમાં રહેશે. ૪૦ ગાય છે, દૂધ તો ખૂબ થશે, તો એ સમયે લોકો શું કરતા — જેમ કે કોઈને ત્યાં ૨૫ ગાયો છે તો તેઓ ૧૦ ખૂંટા બીજા ખોડી રાખતા અને તેમનામાં દોરડું બાંધીને રાખતા, કેમ કે જ્યારે હજામ ખૂંટા ગણવા જાય તો તેને ઓછી સંખ્યા ન સમજે. વધારે ખૂંટા હશે તો લગ્ન જલદી થઈ જશે. વડીલો કહેતા હતા — એવી સ્થિતિ અમે પોતાના જીવનમાં જોઈ છે કે જેમને

ત્યાં ગોવંશ નથી હોતો, તેમના છોકરાઓનાં લગ્ન થતાં ન હતાં, ભલેને તેઓ સંપન્ન હોય.

પહેલાંના સમયમાં ગાય દ્વારા જ સંપત્તિ આંકવામાં આવતી હતી. કોણ કેટલો ધનાઢ્ય છે, તેનું અનુમાન ગાયથી જ થતું હતું. રાજાઓની સમૃદ્ધિ પણ ગાયથી જ જોવામાં આવતી હતી. જે રાજાની પાસે જેટલો વધારે ગોવંશ હતો, એ એટલો જ વધારે મોટો રાજા માનવામાં આવતો હતો. વ્રજમાં નંદબાબાથી પણ મોટા વૃષભાનુજીને માનવામાં આવતા હતા. રાધારાણીના પિતાજી; કેમ કે તેમની પાસે નંદબાબા કરતા બે લાખ ગાયો વધારે હતી. ગર્ગસંહિતા (ગોલોકખંડ)માં કોઈની પાસે ગાયોની સંખ્યાના આધાર પર તેને વિભિન્ન પદવીઓથી સન્માનિત કરવાનું વર્ણન આ રીતે ઉપલબ્ધ છે —

**વૃષભાનુ** – જે ૧૦ લાખ ગાયોને પાળતો હોય.

**નન્દ** – જે ૯ લાખ ગાયો પાળતો હોય.

**ઉપનન્દ** – જે ૫ લાખ ગાયોને પાળતો હોય.

અને ભલેને વ્યક્તિ જેટલો સુખી-સંપન્ન હોય, એક પણ ગાય જે વ્યક્તિ પાસે નથી, તેના જેવો દરિદ્ર દુનિયામાં બીજો કોઈ નથી. એટલા માટે તમે જો દરિદ્રતાથી બચવા ઇચ્છો છો તો ગાય પાળો. દરેક વ્યક્તિ ઓછામાં ઓછી એક ગાય પાળે. જેમને ભગવાને ગામમાં જન્મ આપ્યો છે, જેમની પાસે પૂરતી જગા છે, તેઓ તો જરૂર જ ગાય રાખે, જેમને ભગવાને ૪-૬ વીઘાં ખેતર આપ્યું છે, તેઓ પણ જરૂર ગાય રાખે. એટલું જ નહીં, જેઓ ઘણા મોટા શહેરોમાં રહે છે, કેટલા કેટલા માળનાં મકાન બન્યાં હોય છે, તેમાં રહે છે, ત્યાં તેઓ બિચારા ગાય રાખી શકતા નથી. તો જ્યાં રહે છે, ત્યાંથી ૨૦-૨૫ કિલોમીટર દૂર જઈ પોતાની ફેક્ટરી, કારખાનું, ઉદ્યોગસ્થાન છે તો તેવા લોકોનું પણ કર્તવ્ય છે કે પોતાના જેવા વિચારધારાવાળા લોકો સાથે મળીને એક ટ્રસ્ટ બનાવી લે અને શહેરોથી દૂર જગામાં જ વિશાળ જગા મળી શકે, ત્યાં સુંદર ભારતીય દેશી જાતની ગાયોને રાખે અને બધા લોકો સહયોગ કરીને ગાયોનું

પાલન-પોષણ કરે અને એવું નક્કી કરે કે અમારા ઘરમાં કોઈ ઉત્સવ થશે તો એ ઉત્સવ અમે ગૌશાળામાં જ જઈને ઉજવીશું. બાળકનો જન્મદિવસ છે તો એ દિવસે ગાયને ભિક્ષા કરાવવામાં આવશે, ગૌશાળામાં જઈને ગોપાળોનો સત્કાર કરવામાં આવશે, ગોપૂજન કરવામાં આવશે. ભલે જન્મદિવસ હોય, લગ્ન હોય, મરણ હોય, દરેક ઉત્સવને ગૌશાળા અને ગૌમાતા સાથે જોડી દઈએ તો આવી રીતે વારંવાર પોતાના પરિવારની સાથે ગૌશાળાઓમાં જઈશું તો તેમનામાં ઉત્તમ સંસ્કાર પેદા થશે, હાલ તો લોકો બાળકનો જન્મદિવસ છે તો હોટલમાં જાય છે, રામ-રામ, ત્યાં જવાથી કોઈ સંસ્કાર જાગશે ?

ખાક-ચૌક (વૃંદાવનમાં એક જગા છે)માં મહારાજજીની જગામાં તો હંમેશાં જ ગાયો રહેતી હતી. ૧૦-૧૫ ગાયો તો હંમેશાં રહેતી હતી. જગા ગાયોથી ભરેલી રહેતી હતી. નાની જગા હતી, ૧૦-૧૫ ગાયોથી જ જગા ભરાઈ જતી હતી. એક વારની વાત છે. મુંબઈના કેટલાક લોકો ત્યાં આવ્યા, એ જ સમયે ગાયો બહારથી ફરીને આવી. ગાયો અંદર પ્રવેશી તો તેમનાં નાનાં બાળકો ગાયને જોઈને એવા ચિલ્લાયા, એ વધારે નાનાં બાળકો નહીં. ૮-૧૦ વર્ષના હતાં, જેમ કે કોઈ સિંહ આવી ગયો હોય. તેઓ ભાગ્યા અને મંદિરમાં ઘુસી ગયા. ત્યાંથી રડવા-ચિલ્લાવા લાગ્યા. આ જોઈને મહારાજજીને ઘણું આશ્ચર્ય થયું. તેઓ બોલ્યા — ગાયોને જોઈને આ આટલા કેમ ડરી રહ્યા છે ? ગાયો તો આગળ વધી ગઈ, પરંતુ પેલાં બાળકોને ઘણી મુશ્કેલીથી બહાર લાવવામાં આવ્યાં. મહારાજજી બોલ્યા — જુઓ, એમનું દુર્ભાગ્ય છે, એમણે ભારતવર્ષમાં જન્મ લીધો છે અને ગાયથી ડરે છે. ત્યારે તેમના પરિવારવાળાઓએ જણાવ્યું — મહારાજજી ! શું બતાવીએ, મુંબઈમાં ક્યાં ગાય ? એમણે ગાયને પહેલી જ વાર જોઈ છે તો ડર તો લાગશે જ.

એટલા માટે એ યોગ્ય છે કે મોટાં શહેરોમાં રહેનારા સમાન વિચારવાળા લોકો, જેટલું તેમનાથી બની શકે જમીન ખરીદીને ગૌશાળા ખોલે. ઘણીય ગૌશાળાઓમાં અમે જોયું છે કે સમિતિ તો મોટી મોટી બની જાય છે, પરંતુ એ સમિતિવાળા મહિનામાં એક વાર પણ આવીને

ગાયની દેખભાળ કરવાનું પોતાનું કર્તવ્ય સમજતા નથી, આવી સમિતિથી શું પ્રયોજન, તો લોકો આવીને ત્યાં ગાયના મુખનું દર્શન કરે, ગાયનું દર્શન કરે, ગાયની પીઠ પર હાથ ફેરવે અને જેઓ જેટલા ગાય સાથે સંકળાયેલા લોકો છે, તેઓ પ્રતિજ્ઞા કરે કે અમે ગાયના જ દૂધ-દહીંનું સેવન કરીશું, ગાયના દૂધથી બનેલી મીઠાઈઓને જ પોતાના ઉત્સવોમાં વાપરીશું. આવો નિશ્ચય કરશે તો ઘણો મોટો લાભ થઈ જશે. ઘણા મોટા અંશમાં ગોરક્ષા થઈ જશે, મોટા ઉદ્યોગપતિઓએ વૈજ્ઞાનિક પદ્ધતિથી ગાયની સેવા કરવી, ધાર્મિક ભાવનાની સાથે જ આર્થિક ભાવના તેમનામાં હોય તો પણ કોઈ વાંધો નથી. આપણું અર્થશાસ્ત્ર કહે છે કે ગાય દ્વારા ઘણા મોટા પ્રમાણમાં સમૃદ્ધિની શક્યતા છે. આ એટલું સારું કાર્ય છે કે આમાં ખોટનું તો કોઈ કામ છે જ નહીં. યોગ્ય રીતે કરવામાં આવે તો કોઈ પ્રતિબંધ નથી. કેટલીય કંપનીઓ તો દૂધથી ઘણા મોટા પ્રમાણમાં નફો કમાઈ રહી છે. તેઓને દૂધ આપવું. ચરકસંહિતા (સૂત્ર.૨૭/૨૧૭)માં ગાયોના દૂધના દસ ગુણોનું વર્ણન આ રીતે કરવામાં આવ્યું છે —

**સ્વાદુ શીતં મૃદુ સ્નિગ્ધં બહલં શ્લક્ષ્ણ પિચ્છિલમ્ ।**
**ગુરુ મન્દં પ્રસન્નં ચ ગવ્યં દશગુણં પયઃ ॥**

અર્થાત્ ગાયનું દૂધ સ્વાદિષ્ટ, શીતળ, કોમળ, ચીકણું, ઘટ્ટ, સ્વાસ્થ્યવર્ધક, પૌષ્ટિક, ભારે અને બાહ્ય પ્રભાવને વિલંબથી ગ્રહણ કરનારું તથા મનને પ્રસન્ન કરનારું હોય છે. દેશી ગાયનું તો ગોબર પણ ઉપયોગી છે, મૂત્ર પણ ઉપયોગી છે. ગાયની દરેક વસ્તુ ઉપયોગી છે. દેશી ગાયના દૂધના મહિમાનું વર્ણન કરવામાં આવે, યોગ્ય રીતે સમાજમાં તેને પ્રસારિત-પ્રચારિત કરવામાં આવે.

આ રીતે ગાયને આપણે પોતાના હૃદયમાં વસાવી લઈએ તો એ દિવસ દૂર નથી, જ્યારે ગોવંશના વધનું કલંક આ દેશથી સદાને માટે દૂર થઈ જશે. આપણે ગાયોની વચ્ચે જ રહીએ. ગાય મનુષ્યની સકળ દરિદ્રતાને નષ્ટ કરી દે છે. પોતાની સેવાના દ્વારા તે પોતાના આશ્રિતને અર્થાત્ ગોસેવકના સંપૂર્ણ અજ્ઞાન-અવિદ્યાને દૂર કરી દે છે. ગાય માતા

છે, ગાય જ મહાન તીર્થ છે, ગાય તમામ અપવિત્રતાને દૂર કરી દે છે. એ લક્ષ્મીરૂપ છે, એટલા માટે પૂરી દરિદ્રતાને દૂર કરી દે છે. ગાય સર્વતીર્થમયી છે. સંપૂર્ણ સમૃદ્ધિ, શ્રી, લક્ષ્મી ગાયના રૂપમાં જ સુરક્ષિત છે. મહાભારતના અનુશાસનપર્વમાં ગાયના મહિમાના સંબંધમાં કહેવામાં આવ્યું છે —

**ગોભિસ્તુલ્યં ન પશ્યામિ ધનં કિઞ્ચિદિહાચ્યુત ॥**
**કીર્તનં શ્રવણં દાનં દર્શનં ચાપિ પાર્થિવ ।**
**ગવાં પ્રશસ્યતે વીર સર્વપાહરં શિવમ્ ॥**
**ગાવો લક્ષ્મ્યાઃ સદા મૂલં ગોષુ પાપ્મા ન વિદ્યતે ।**
**અન્નમેવ સદા ગાવો દેવાનાં પરમં હવિઃ ।**
**સ્વાહાકારવષટ્કારૌ ગોષુ નિત્યં પ્રતિષ્ઠિતૌ ।**
**ગાવો યજ્ઞસ્ય નેત્ર્યો વૈ તથા યજ્ઞસ્ય તા મુખમ્ ॥**
**અમૃતં હ્યવ્યયં દિવ્યં ક્ષરન્તિ ચ વહન્તિ ચ ।**
**અમૃતાયતનં ચૈતાઃ સર્વલોકનમસ્કૃતાઃ ॥**



**ગાવઃ સ્વર્ગસ્ય સોપાનં ગાવઃ સ્વર્ગેઽપિ પૂજિતાઃ ।**
**ગાવઃ કામદુહો દેવ્યો નાન્યત્ કિઞ્ચિત્ પરં સ્મૃતમ્ ॥**

મહર્ષિ ચ્યવને રાજા નહુષને કહ્યું — પોતાની મર્યાદાથી કદી ચ્યુત ન થનારા હે રાજેન્દ્ર ! હું આ સંસારમાં ગાયોના સમાન કોઈ ધન નથી જોતો. વીર ભૂપાળ ! ગાયોનાં નામ અને કીર્તન તથા શ્રવણ કરવું, ગાયોનું દાન આપવું અને તેમનું દર્શન કરવું — એમની શાસ્ત્રોમાં ઘણી પ્રશંસા કરવામાં આવી છે. આ બધાં કાર્ય સકળ પાપોને દૂર કરનારાં અને પરમ કલ્યાણની પ્રાપ્તિ કરાવનારાં છે. ગાયો સદા લક્ષ્મીનું મૂળ છે. તેમનામાં પાપ જરા પણ નથી. ગાયો જ મનુષ્યોને કાયમ અન્ન અને હવિષ્ય દેનારી છે. સ્વાહા અને વષટ્કાર સદા ગાયોમાં જ પ્રતિષ્ઠિત રહે છે. ગાયો જ સદા યજ્ઞોનું સંચાલન કરનારી અને તેનું મુખ છે. તેઓ વિકારરહિત, દિવ્ય અમૃત ધારણ કરનારી અને દોહવાથી અમૃત જ આપે છે. તેઓ અમૃતની

આધારભૂત છે. સકળ સંસાર તેમની સામે નતમસ્તક થાય છે. ગાયો સ્વર્ગની સીડી છે, ગાયો સ્વર્ગમાં પણ પૂજાય છે, ગાયો સઘળી કામનાઓને પૂરી કરનારી દેવીઓ છે, તેમનાથી વધીને બીજું કોઈ નથી.

સ્મૃતિઓમાં લખ્યું છે કે સાત સમુદ્ર અને સાત દ્વીપવાળી જે પૃથ્વી છે, તેના પર જેટલાં તીર્થો છે – એ તીર્થોનું માહાત્મ્ય ગાયનાં શિંગડાંના આગળના ભાગથી સ્પર્શાયેલું જે પાણી છે, તેના માહાત્મ્યનો સોળમો અંશ પણ નથી. ગાયના શિંગડાનું કુશોદકથી પ્રક્ષાલન કરીને જળ એકઠું કરવું શૃંગોદક કહેવાય છે. સ્મૃતિઓમાં લખ્યું છે કે ગાય સ્પર્શથી સઘળાં પાપોને નાશ કરી દે છે – **'સ્પૃષ્ટાશ્ચ ગાવઃ શમયન્તિ પાપમ્ ।'** જેઓ ગાયને સ્નેહપૂર્વક સ્પર્શ કરે છે, તેમનાં બધાં પાપ નષ્ટ થઈ જાય છે અને જે ગાયોની શ્રદ્ધાપૂર્વક સેવા કરે છે, તેઓ લક્ષ્મીવાન બની જાય છે. ધનાઢ્ય બની જાય છે, શ્રીમાન બની જાય છે.

એક વાત છે, જે મોટા વિનોદની છે પણ છે અનુભવની. અમે તો સાધુઓમાં એ જોયું છે કે જેણે ગાયનું ગોબર ઉઠાવ્યું છે, તે મહંત બની ગયો, અમે કેટલાંય આવા દાખલાઓ જોયા છે. હવે મહંતોનું નામ લઈશું તો તેમને બૂરું લાગશે કે જુઓ, મહારાજ મંચ પરથી અમને ગોબર ઉઠાવનારો કહી રહ્યા છે, જોકે આને સાંભળીને તેઓએ પોતે પોતાનામાં ગૌરવનો અનુભવ કરવો જોઈએ. અમારી સામે ૧૦-૨૦ દાખલા આવા છે, જેઓ ગાયનું ગોબર ઉઠાવતા હતા, હાલ મોટાં મોટાં સ્થાનોના મહંત બની ગયા છે. જોકે મહંત બનવું કોઈ મોટી ઉપલબ્ધિ નથી તો પણ ગોસેવાના મહિમાની દૃષ્ટિથી અહીંયાં એ એક સામાન્ય દાખલો પ્રસ્તુત છે —

શ્રી અયોધ્યાજીમાં મોટી છાવણીમાં એક સ્થાન છે, અહીંયાં એક મહંત એવા થયા શ્રીકૌશલકિશોરદાસજી મહારાજ, જેઓ ઘણા પ્રતાપી સંત હતા. તેમના જમાનામાં અઢી હજાર ગાયો હતી, ઘણી મોટી વિશાળ ખેતી હતી. તેમના સમયમાં ગોસેવા, સંતસેવા ઘણી અદ્‌ભુત થઈ.

તેમના જે ગુરુદેવ હતા, તેઓ શિષ્યને મહંત બનાવવા ઇચ્છતા

હતા. જેમને મહંત બનાવવાના હતા, એ દિવસે તેઓ ઉપટણ લગાવીને ઉત્તમ રીતે સ્નાન કરી રહ્યા હતા. ઉત્તમ રીતે સ્નાન કરીને તિલક લગાવીને અંચળો પહેરીને આવવાની તૈયારીમાં જ લાગ્યા હતા. જ્યારે સમય વધારે થઈ ગયો તો ગુરુજીએ કહ્યું, ભાઈ ! શું વાત છે, વિલંબ થઈ રહ્યો છે, મુહૂર્ત નીકળી જઈ રહ્યું છે, પૂજન પણ થવાનું છે. બધા લોકો આવી ગયા. મહંત જેને બનાવવાના છે, તે ક્યાં છે ? બોલાવો તેને. કોઈએ કહ્યું — 'તેઓ તો તૈયાર થઈ રહ્યા છે.' અરે ! રામ-રામ-રામ ! હજુ તો મહંત બન્યો નથી, અત્યારથી સજાવટમાં લાગી ગયો તો પછી મહંત બનવાથી તો પોતાની જ સજાવટ કરશે, ગોસેવા, ઠાકોરસેવા અને સંતસેવા તો કરશે નહીં, તો બોલ્યા કે ઠીક છે. તેને સજાવટ કરવા દો, તેને બોલાવવા ન જશો અને પોતે ઉઠ્યા ત્યાંથી અને ઉઠીને ફરવા લાગ્યા તો તેમણે જોયું કે વાજાં વાગી રહ્યાં હતાં, મહંત બનવાને માટે ઘણા મોટા ઉત્સવનું ટાણું હતું પણ એક બાળક જેની ઉંમર ૧૦-૧૨ વર્ષની રહી હશે, ગોશાળામાં ગોબર ઉઠાવી રહ્યો હતો, તેને ઉત્સવ સાથે કોઈ મતલબ જ ન હતો, તે ગોસેવામાં લાગ્યો હતો. હાથ ગોબરથી ખરડાયેલા હતા. તેને જોઈને ગુરુજી ઘણા ખુશ થઈ ગયા અને બોલ્યા — 'ગોસેવા કરે છે, ગોબર ઉઠાવે છે, મહંત બનવાને લાયક તો આ જ છે ! બ્રાહ્મણ બાળક હતો જ, તરત તેનો હાથ પકડ્યો, બોલ્યા — ચાલ, ચાલ. બોલ્યો — ક્યાં ગુરુજી ? કહ્યું —ચાલ તને ગાદી પર બેસાડવાનો છે. તે બોલ્યો — ગુરુજી ! અમે તો બાળક છીએ. બોલ્યા — બાળક નહીં, તું ગોસેવક છે. તને ગાદી પર બેસાડીશું, ચાલ, તેણે કહ્યું — હાથ-પગ ધોઈ આવું. તો બોલ્યા — નહીં, હાથ-પગ ધોઈ લેશે તો પવિત્રતા નષ્ટ થઈ જશે. આ સમયે મહંત બનશે તો ખૂબ ગોસેવા કરશે, પછી મુહૂર્ત પસાર જશે, ગોબરથી ખરડાયેલા હાથોથી જ તરત લઈ જઈને સ્વસ્તિવાચન કરીને તેને મહંત બનાવી દીધો. આ બાળક જ કૌશલકિશોરદાસજીના રૂપમાં પ્રખ્યાત થયા. તો જેના હાથ ગોબરથી ખરડાયેલા હતા, એ કૌશલકિશોરજી જ્યારે ગાદી પર બેઠા તો એટલી ગોસેવા અને સંતસેવાનો વિસ્તાર થયો કે સર્વત્ર આનંદ છવાઈ ગયો.

તેઓ મહાન દાની, ઉદાર અને પરોપકારી હતા, ગોસેવાના પ્રભાવથી અપાર સમૃદ્ધિ અને સંપત્તિ તેમની પાસે હતી. તો ગાય પોતાની સેવા કરવાવાળાની દરિદ્રતાને દૂર કરી દે છે. એટલા માટે એ નિવેદન છે કે જેને મહાન બનવાની ઇચ્છા હોય, ધનાઢ્ય બનવાની ઇચ્છા હોય, સાચા અર્થમાં શ્રીમાન બનવાની ઇચ્છા હોય તો તેણે ગાયનું ગોબર ઉઠાવવું જોઈએ.

શ્રદ્ધાપૂર્વક સેવા કરવાવાળાને ગાય અપરિમિત સંપત્તિ પ્રદાન કરે છે અને ગાયની જો કૃપાભરી દૃષ્ટિ જીવને પ્રાપ્ત થઈ જાય તો તે નિશ્ચિત જ ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. સ્મૃતિઓમાં લખ્યું છે — ગાયની સમતા કરવાવાળું ધન આ બ્રહ્માંડમાં બીજું કોઈ નથી. ગોધન સર્વશ્રેષ્ઠ ધન છે, આનાથી વધીને બીજું કોઈ ધન નથી. સઘળા દેવો આમાં નિવાસ કરે છે. તમે વિચાર કરો, જેના ગોબરમાં લક્ષ્મી હોય, જેના મૂત્રમાં સાક્ષાત્ ભગવતી ગંગા હોય, તેના મહિમાનું શું કહેવું ? તેનો તો અનંત, અપાર મહિમા છે. ગાય સર્વદેવમયી છે અને સર્વવેદમયી છે — એ વરાહપુરાણમાં લખ્યું છે. એટલા માટે વિદ્યાની પ્રાપ્તિ પણ ગાયની સેવાથી અને દેવતાઓની કૃપા પણ પ્રાપ્ત થઈ જશે. ભગવાન વારાહ કહી રહ્યા છે — હે પૃથ્વીદેવી ! અમૃતને ધારણ કરવાવાળી આ ગાય ત્રણે લોકોનું મંગળ કરતી રહીને વિચરણ કરી રહી છે. તીર્થોમાં પણ આ મહાન તીર્થ છે, આનાથી મોટું બીજું કોઈ તીર્થ નથી. પવિત્રોમાં પણ આ પવિત્ર છે, પુષ્ટિઓમાં પણ આ શ્રેષ્ઠ પુષ્ટિ છે.

ગાય દહીંથી દેવતાઓને પ્રસન્ન કરે છે, શંકરજીને દૂધથી પ્રસન્ન કરે છે. એટલા માટે શંકરજીનો દુગ્ધાભિષેક રોજ થાય તો ઘણું સુંદર છે. ગોશાળાઓમાં શંકરજીનો નિત્ય ગાયના દૂધથી અભિષેક થવો જોઈએ. વ્રજમાં તો શંકરજી સ્થાપિત છે અને ગિરિરાજ મહારાજ સ્થાપિત છે, તેમનો નિત્ય ગોદૂધથી અભિષેક થાય છે.

અયોધ્યામાં હનુમાનગઢીની ગોશાળામાં નિયમ છે — ત્યાં હનુમાનજીનું ત્રણ સમય સ્નાન થાય છે, પાંચ-પાંચ કિલો દૂધથી—પાંચ

કિલો સવારે, પાંચ કિલો સાંજે અને પાંચ કિલો ગોદૂધથી બપોરે—પંદર કિલો ગોદૂધથી સ્નાન થાય છે. માત્ર હનુમાનજીની સેવાને માટે એ દૂધનો ઉપયોગ થાય છે. વાછરડાં-વાછરડીઓ પીએ છે, ગોવાળો પીએ છે, બીજા કોઈને નથી મળતું.

શંકરજીને દૂધ ચઢાવવું જોઈએ. આજે પણ ગામડાંઓમાં એવું છે કે ગાય જ્યારે વાછરડો-વાછરડી આપે છે તો દસમા-અગિયારમા દિવસે લોકો ગાયનું કાચું દૂધ શંકરજીને ચઢાવવા જાય છે. ગાય પોતાના ઘીથી અગ્નિને તૃપ્ત કરે છે, ખીરથી બ્રહ્માજીને પ્રસન્ન કરે છે અને માખણથી શ્રીભગવાનને પ્રસન્ન કરે છે. પંચગવ્યનું પાન કરવાથી મનુષ્યનાં સઘળાં પાપ નષ્ટ થઈ જાય છે — એવું વરાહપુરાણમાં લખેલું છે.

બ્રાહ્મણનું કર્તવ્ય છે કે જે ગાય દાનમાં આવી ગઈ છે, તેને પૈસા લઈને કોઈને વેચવી નહીં. દાનમાં મળેલી ગાયનું દાન કરી શકાય છે, પરંતુ કિંમત લઈને કોઈ વેચે છે તો તેને નરકમાં જવું પડશે. અમારા મહારાજજી કહેતા હતા કે ગાય અમૂલ્ય છે. તેનું માહાત્મ્ય અકથનીય છે.

એક વાર મહારાજજી સાથે એમ જ ચર્ચા થઈ તો તેમને પૂછવામાં આવ્યું કે મહારાજજી ! માની લો કે ગાયની સેવાનું સામર્થ્ય નથી અને દેવું થઈ જાય તો ? બોલ્યા — ભાઈ ! ગાય ભૂખી થોડી જ રહેશે. દેવું કરીને પણ ગાયને ખવડાવવું જોઈએ. તો મહારાજ ! દેવું કરીને મરવું પડશે તો પાછું ફરીને આવવું પડશે. તો બોલ્યા — અરે ! એવાં ક્યાં પવિત્ર કર્મ કરી રહ્યા છીએ કે પાછું બીજી વાર ન આવવું પડે. દુનિયાનું ખાઈને દુનિયાનું દેવું ચુકવવા આવવું પડે, એનાથી તો સારું છે કે ગાયનું દેવું ચુકવવા આવીશું તો ઓછામાં ઓછું ગોસેવા તો કરીશું. એટલા માટે ગાય ભૂખી ન રહે, પોતાની શક્તિ-સામર્થ્યથી પણ વધારે ગાયની સેવા કરવી જોઈએ.

કલ્યાણકારી જેટલાં સાધન છે, તેમાં 'શ્રવણ' ભક્તિ અત્યંત અપેક્ષિત છે. શ્રવણ વિના સાધન દોષપૂર્ણ થઈ જશે. જેમ કે એક ઉદાહરણ આપીએ કે ભગવત્પ્રાપ્તિનું એક શ્રેષ્ઠ સાધન છે, ઘણું શ્રેષ્ઠ

સાધન છે — ગોસેવા. કોઈ બીજા સાધનની જરૂરત નથી. ગોસેવા કરીએ અને જીવનનું કલ્યાણ થઈ જશે, ભગવતપ્રાપ્તિ થઈ જશે. આવું આપણાં શાસ્ત્રોમાં પ્રતિજ્ઞાપૂર્વક કહેવામાં આવ્યું છે, પરંતુ ગોસેવા કરવાવાળો પણ જો ભગવચ્ચરિત્ર સાંભળતો નથી, સત્સંગ કરતો નથી તો ગાય પ્રત્યે ભગવદ્દ્બુદ્ધિનો ઉદય થવા પામશે નહીં અને જ્યાં સુધી ગાયમાં ભગવદ્દ્બુદ્ધિનો ઉદય નહીં થાય, ત્યાં સુધી ગાય પ્રત્યે પશુબુદ્ધિ બની રહેશે, ત્યાં સુધી ગોસેવા કરવામાં પણ અપરાધ થતા રહેશે. શ્રવણથી આ વાત સમજમાં આવી જશે કે ગાય પશુ નથી, શરીર ભલેને પશુનું હોય, પરંતુ આ સાક્ષાત્ ભગવત્સ્વરૂપ છે અને ભગવદ્-રૂપ માનીને જ્યારે આપણે તેની સેવા કરીશું તો આપણી સેવામાં દોષ નહીં રહેશે, ત્રુટિ નહીં રહેશે, પછી સાધન રુચિપૂર્વક થવા લાગી જશે.

કેટલા દુઃખની વાત છે. વિશ્વગુરુ, પૂરા વિશ્વને પ્રકાશનું કિરણ આપનાર ભારત, જેના સંબંધમાં શ્રીજયશંકરપ્રસાદજીએ કહ્યું છે – **'જગે હમ લગે જગાને વિશ્વ લોક મેં ફિર ફૈલા આલોક'** સૌથી પહેલાં આપણે જાગ્યા પછી આપણે વિશ્વને જગાડ્યું, આજે એ જ દેશ, ધર્મપ્રાણ દેશ, માંસ-વિક્રેતાઓમાં પહેલા નંબર પર છે. ગોમાંસ વેચનારાઓમાં ભારત પ્રથમ સ્થાન પર છે.

આપણા ધર્મગ્રંથોમાં કહેવામાં આવ્યું છે –

**માતા રુદ્રાણાં દુહિતા વસૂનાં**
**સ્વસાદિત્યાનામમૃતસ્ય નાભિઃ ।**
**પ્ર નુ વોચં ચિકિતુષે જનાય**
**મા ગામનાગામદિતિં વધિષ્ટ ॥**

(ઋગ્વેદ ૮/૧૦૧/૧૫)

અર્થાત્ ગાય રુદ્રોની માતા, વસુઓની પુત્રી, અદિતિપુત્રોની બહેન અને ઘૃતરૂપ અમૃતનો ખજાનો છે. તેથી પ્રત્યેક વિચારશીલ પુરુષને મેં આ જ સમજાવીને કહ્યું છે કે નિરપરાધ તેમ જ અવધ્ય ગાયનો વધ ન કરો.

આ વાતો યાદ આવે છે તો લાગે છે કે આપણને જીવતા રહેવાનો હક નથી. જે ભારતવર્ષની પવિત્ર ધરતી ગાયના ગોબર અને ગોમૂત્રથી સિંચાયેલી રહેતી હતી, આજે શાંત, નિરપરાધ, વિશ્વહિતકારિણી, વિશ્વમંગલકારિણી ગાયના રક્તથી રંજિત થઈ રહી છે. સૂર્યોદય થતાં થતાં ૫૦-૬૦ હજાર ગોવંશ રોજ કપાઈ જાય છે અને આ શાસક ગોમાંસ વેચીને ભારતની ગરીબી દૂર કરવા માગે છે, ભારતને સમૃદ્ધ બનાવવા માગે છે ! યજુર્વેદમાં ગાયને 'અઘ્ન્યા' અર્થાત્ સર્વથા અવધ્ય કહેવામાં આવી છે.

અમારા પૂજ્ય ગુરુદેવજી શ્રીભક્તમાલીજી મહારાજ કહ્યા કરતા હતા કે જ્યારે અમે વારાણસીમાં સંસ્કૃત મહાવિદ્યાલયમાં ભણતા હતા, એ સમયે સ્વતંત્રતા-આંદોલન ઘણા જોર પર હતું તો મહાત્મા ગાંધીજીએ કાશીની સભાઓમાં કહ્યું — 'જે દિવસે દેશ સ્વતંત્ર થશે, કલમના પહેલા ગોદાથી ગોવધ પર પૂર્ણ પ્રતિબંધ લગાવવામાં આવશે.' પરંતુ આજે સ્વતંત્રતાના ૬૦ વર્ષ પછી પણ વધારે સમય વીતી ગયો છે, ગોવધ બંધ થવાનું તો શું કહેવું, તે હજુ વધારે ચરમસીમા પર પહોંચી જઈ રહ્યો છે.

આજે ભારતનું ગોધન લગભગ ૭૫ ટકા નષ્ટ થઈ ચૂક્યું છે, માત્ર ૨૫ ટકા બચ્યું છે. કોઈ સમય આવશે કે લોકો ચિત્ર બનાવવાનું ભૂલી જશે કે ગાયનું ચિત્ર કેવું હોય છે. થશે નહીં, આવું થઈ ગયું. કોઈ કોઈ ઠેકાણે બાળકો ઓળખતા નથી કે ભારતીય ગાય કેવી હોય છે. તેઓ બધાને ગાય જ સમજે છે. એક મંદિરના ઉત્સવની વાત હતી. ગિરિરાજધરણનું મંદિર હતું. ત્યાં દીવાલ પર ગાયોનું ચિત્ર બનાવવામાં આવ્યું હતું. જેમનું ચિત્ર બનાવવામાં આવ્યુ હતુ — ન કોઈને ગોદડી, ન કોઈને ખૂંધ. ત્યાંના આયોજકો કહી રહ્યા હતા — જુઓ, કેવું સુંદર, શું સજીવ ચિત્રકામ કર્યું છે. અમે કહ્યું ચિત્રકામ તો ઘણું સારું કર્યું છે પણ ગાયનું ચિત્ર આમાં નથી. અરે ! તમે કેવી રીતે કહી રહ્યા છો ગાયનું ચિત્ર નથી ? પેલા છોકરાને બોલાવવામાં આવ્યો. જેણે ચિત્ર બનાવ્યું

હતું. તો તેણે ઘીના ડબા પર જે જર્સી ગાયનાં ચિત્ર બન્યાં હતાં, તે દેખાડ્યાં અને કહ્યું — જુઓ, આવી તો હોય છે ગાય. અમે કહ્યું — અરે ! આ દૂધ નહીં આ તો સફેદ પાણી તૈયાર કરવાવાળું એક સંયંત્ર છે, આ ગાય નથી. જેને ગળા પાસે ઝૂલમો ભાગ હોય, ખૂંધ હોય તેને ગાય કહે છે, ગાયનાં લક્ષણ આમાં દેખાતાં નથી. આ સાંભળીને ચિત્ર બનાવવાવાળો શરમાઈ ગયો.

હજુ થોડા સમય પહેલાંની વાત છે 'કલ્યાણ-માસિકમાં એક લેખ આવ્યો હતો કે જર્મનીમાં એક માંસાહારી જંગલી પશુ હતું, જેનાં આંચળ ગાયના જેવા ચાર આંચળવાળા હતા. એ માંસાહારી જંગલી પશુ હતું. એ પશુને ત્યાંના લોકોએ પકડ્યું અને સુવર અને પાડો – આ પશુઓ દ્વારા સંક્રમણ કરાવીને તેના દ્વારા એક જાત તૈયાર કરી એ જ જાતનું નામ છે જર્સી. એટલા માટે ગાયની પ્રકૃતિથી તેની પ્રકૃતિ બિલકુલ અલગ છે. અમે ભેંસનું દૂધ પીવાનું સમર્થન નથી કરી રહ્યા, પરંતુ અમે માનીએ છીએ કે જર્સીની અપેક્ષાએ ભેંસનું દૂધ પીવું એટલું ખરાબ નથી. જોકે વ્રત ગાયનું દૂધ પીવાનું જ રાખવું જોઈએ, પરંતુ જર્સીનું દૂધ તો બિલકુલ ગુણવત્તાયુક્ત નથી. અનેક જાતના તેનામાં રોગ છે. અમે જોયું તો નથી પણ સાંભળ્યું છે કે એ જર્સીને માંસના ટુકડા પણ ભૂસામાં નાંખીને ખવડાવવામાં આવે તો તે ખાઈ લેશે, કેમ કે એની જે મૂળ પ્રકૃતિ છે, તે માંસાહારી છે, પરંતુ દેશી ગાય તો ઘાસ વગેરેનું જ સેવન કરે છે, એવું સાંભળવામાં આવે છે કે દેશી ગાય કોઈનું એઠું પાણી સુદ્ધાં નથી પીતી.

મહાપુરુષોના શ્રીમુખથી એવું સાંભળ્યું છે કે આપણી ભારતીય ગાયમાં 'સૂર્યકેતુ' નામની નાડી હોય છે, જે સૂર્યનારાણય સાથે સીધો સંપર્ક ધરાવે છે અને 'ગૌ-કિરણ' જે સૂર્યમાં આવે છે, તે સીધાં ગોલોકથી આવે છે. આપણી ભારતીય ગાય ચોવીસે કલાક ગોલોકના સીધા સંપર્કમાં રહે છે. એટલા માટે ગોલોકની જે પવિત્રતા છે, જે દિવ્યતા છે, જે નિર્વિકારિતા છે, એ પેલા ગાયના દૂધમાં, દહીંમાં, મૂત્રમાં અને ગોમળમાં

મિશ્રિત થાય છે. તેના રોમ-રોમમાં એ દિવ્યતા હોય છે, જેને આપણે ગાયની સેવા કરીને અને ગવ્ય-પદાર્થોનું સેવન કરીને પ્રાપ્ત કરીએ છીએ.

**આજે વિશ્વમાં જે પણ સમસ્યાઓ છે, એ તમામ સમસ્યાઓનું મૂળ છે રજોગુણ, તમોગુણની વૃદ્ધિ અને એમની અતિશય વૃદ્ધિનું એકમાત્ર કારણ છે ગાયનો વધ. એટલા માટે જ્યાં સુધી ગોવધ પૂર્ણ પ્રતિબંધિત નથી થતો, ત્યાં સુધી પૃથ્વી પર સાત્ત્વિક વાતાવરણ પ્રભાવી નથી થઈ શકતું.**

પૃથ્વીના સાત સુદૃઢ સ્તંભ છે — ગાય, બ્રાહ્મણ, વેદ, સતી સ્ત્રી, સત્યવાદી, લોભરહિત તથા દાનશીલ. એમાં પહેલો જ સ્તંભ છે — ગાય. ગાયમાં દેવતા, તીર્થ, હવ્ય, કવ્ય, પ્રતિષ્ઠિત છે, એટલા માટે ગાય સનાતન સંસ્કૃતિનો મૂળ આધાર છે. ગાયના નષ્ટ થવાથી બ્રાહ્મણ સંસ્કારચ્યુત થઈ રહ્યા છે. સંધ્યા-ગાયત્રી સાથે તેમને કોઈ મતલબ નથી, જનોઈ પણ નથી પહેરતા, ચોટલી નથી રાખતા. ખરેખર તો તેમની ધર્મ અને સદાચારમાં કોઈ નિષ્ઠા નથી રહી ગઈ. આવા દૂષિત સંસ્કાર બ્રાહ્મણ જાતિમાં કેવી રીતે આવી ગયા ? આનું કારણ છે કે ગાય નાશ પામી રહી છે. ગાયના નાશ પામતાં જ બ્રાહ્મણ નાશ પામી જશે. શાસ્ત્રોમાં લખ્યું છે કે ગાયોનું કુળ અને બ્રાહ્મણોનું કુળ — બંને એક છે. એટલા માટે એક છે; કેમ કે એકમાં મંત્ર પ્રતિષ્ઠિત છે અને એકમાં હવિષ્ય પ્રતિષ્ઠિત છે. બ્રાહ્મણ નાશ પામશે તો વેદ નાશ પામશે. ત્રીજો સ્તંભ છે વેદ અને જ્યારે ગાય, બ્રાહ્મણ, વેદ – આ ત્રણે નાશ પામશે તો સમાજમાં સદાચાર નહીં રહે અને સદાચાર વિના સતીત્વની કલ્પના કરી શકાતી નથી. પછી સાધ્વી, પતિવ્રતા નારીઓ પણ નહીં હોય અને જ્યારે પતિવ્રતા નારીઓ નહીં હોય તો લોભરહિત, સત્યવાદી અને દાનશીલ પુરુષ ક્યાંથી આવશે ? આવા મહાપુરુષ સતી નારીઓની કૂખે જ જન્મ લે છે, તો મૂળમાં ગાય જ છે. એટલા માટે ગાય સુદૃઢ થતાં જ આ ધરતી પર સત્યયુગનું વાતાવરણ આવી જશે.

દુર્ભાગ્યથી ભારતમાં જે લોકોની ગાયમાં શ્રદ્ધા ન હતી, એવા

લોકોના હાથમાં રાજ્ય આવ્યું અને આજે પણ એવા જ લોકોના હાથમાં રાજ્ય છે. બધા એક જેવા જ છે; કેમ કે ધર્મને નિષ્ઠાપૂર્વક અંગીકાર કરવાને માટે સત્યનિષ્ઠા જોઈએ, ત્યાગની ભાવના જોઈએ. જે આ રાજ્યકર્તાઓમાં નથી, એમનાથી શું આશા કરી શકાય છે ?

હવે તો એક જ વાત છે ઠાકોરજી કૃપા કરે. પોતાના પરિકરમાંથી સંતોને મોકલે તો ભગવત્કૃપાથી આ કાર્ય શક્ય છે. અમે તો ભગવાનને વારંવાર પ્રાર્થના કરીએ છીએ, હે પ્રભો ! જેવા સંત અમને આજે પ્રભુકૃપાથી જોવા મળી રહ્યા છે, એવા સંત ભગવાન અનેકની સંખ્યામાં ધરતી પર મોકલે તો એક બહુ મોટો આદર્શ પ્રકટ થઈ જશે.

આજે આપણી બુદ્ધિમાં ઠસેલું છે કે જે ભલા-ભોળા ભારતીય ખેડૂતો છે, તેમનું અન્ન બહુ પવિત્ર છે — કોઈ ખોટું નથી, કોઈ દગો નથી, આ વાત સાચી પણ છે, પરંતુ આજે પરિસ્થિતિ એટલી વિકટ આવી ગઈ છે કે હવે એકાએક એ પણ કહેવું મુશ્કેલ છે કે બધા જ ખેડૂતોનું અન્ન શુદ્ધ રહ્યું. તેઓ શ્રમપૂર્વક ખેતી કરે છે, અન્નનું ઉત્પાદન કરે છે, પરંતુ પોતાની ઘરડી ગાય અને પોતાનાં નવજાત વાછરડાં કસાઈઓને વેચી દે છે. તેમને ભાર લાગે છે અને તેઓ સારી રીતે જાણે છે કે જ્યારે આ ગોધન અમારા માટે ઉપયોગી નથી તો બીજાઓને માટે શું ઉપયોગી થશે ? એ વેચનારાઓ પણ જાણે છે કે આને ખરીદનારો કસાઈ છે અને આનો તે વધ કરશે. છતાં પણ વ્યર્થમાં જ તેઓ ગોધનનું પાપ લે છે, પોતાના માથે ચઢાવી લે છે.

કેવું દુર્ભાગ્ય છે, પ્રાતઃકાળ થતાં સુધી ૫૦ થી ૬૦ હજાર ગોવંશ કાપી નાખવામાં આવે છે. આ ધરતી જે ગાયના ગોબર અને ગોમૂત્રથી સિંચિત થતી હતી, તે આજે ગાયના રક્તથી રંજિત થઈ રહી છે. શું ધરતી સ્પર્શવા યોગ્ય રહી ? એ કતલખાનાઓમાંથી જે હાડકાં એકઠાં કરવામાં આવે છે, તેનાથી ફોસ્ફરસ વગેરે રાસાયણિક ખાતર તૈયાર થાય અને તેને ખેતરોમાં નાખવામાં આવી રહ્યું છે. અનાજમાં ગોવધના પરમાણુ ફેલાઈ રહ્યા છે. શ્રદ્ધા કેવી રીતે થાય ગાય પ્રત્યે !

અમારે ત્યાં ગાયોને ઘટોધ્ની કહેવામાં આવે છે, કારણ કે તેમનાં જે આંચળ છે, તે ઘડા જેવાં હતાં. એવી એવી ગાયોનું વર્ણન છે, જેમનાં થાન ભૂમિનો સ્પર્શ કરવામાં માત્ર ચાર આંગળ જ ઉપર રહી જતાં હતાં. તેઓ ઊંચે સ્થળેથી જતી હતી તો ધરતીનો સ્પર્શ કરતાં હતાં. અમારા ગુરુજી તો કહેતા હતા — અહીંયાં 'ઘટ' શબ્દનો અર્થ છે, જેમાં એક મણ દૂધ આવી જાય એટલે કે એક મણ દૂધ જેનાં થાનમાં આવી જાય, તેને ઘટોધ્ની કહે છે. ભાગવતમાં કહ્યું છે કે જેમ અત્યાચાર, અનાચાર વધશે તો ઘટોધ્ની ગાયો બકરી જેવી ઓછું દૂધ આપનારી થઈ જશે, કારણ એ છે કે આપણે ગાયનો જેવો આદર કરવો જોઈએ, તેવો આદર નથી કરી રહ્યા.

એક મહાત્મા હતા. જંગલમાં રહેતા હતા અને ૧૦૦-૨૦૦ ગાયો તેમની સાથે રહેતી હતી. ઘોર જંગલમાં ફરતા રહેતા. તેઓ વિલક્ષણ મહાત્મા હતા, ગૌરવર્ણ હતો, તેમની વિશાળ જટાઓ હતી, અવધૂત હતા. એક મોટો કંદોરો અને એક કૌપીન આના સિવાય કોઈ વસ્ત્ર શિયાળો, ઉનાળો, ચોમાસામાં રાખતા ન હતા અને એક લાઠી હાથમાં રાખતા હતા. ગાયો ચરાવવી અને જ્યારે ભૂખ લાગે તો આપમેળે કોઈ ને કોઈ ગોમાતા તેમની પાસે ચાલી આવતી. પીઠ થાબડીને તેનાં આંચળે મોં લગાડીને ભિક્ષા ગ્રહણ કરી લીધી. ૫-૧૦ ગાયો દ્વારા આ રીતે મધુકરી લેતા. વાછડાં પણ પી રહ્યાં હતાં અને બાબાજી પણ પી રહ્યા છે. બધી ગાયો તેમને પોતાનાં વાછડાંઓની જેમ જ ચાટી ચાટીને દૂધ પીવડાવતી હતી. એ સિદ્ધ મહાત્મા ક્યારેક પ્રગટ થઈ જતા, ક્યારેક અંતર્ધાન થઈ જતા, લોકો દર્શન કરવા જતા તો ગાય ચરાવતાં-ચરાવતાં બાબા અંતર્ધાન થઈ જતા. ગાય દેખાઈ રહી છે, બાબા નથી દેખાઈ રહ્યા. પરમ સિદ્ધ સંત હતા અને તેમની ઉંમર સેંકડો વર્ષ હતી. તપેલા સોના જેવો તેમનો વર્ણ સાંભળ્યો છે અમે. જે લોકોએ તેમનાં દર્શન કર્યાં, તેઓ કહેતા હતા કે અંધકારમાં તેઓ ફરતા તો એક દિવ્ય કાંતિ તેમના શરીરથી વીખરાતી રહેતી, પ્રકાશ નીકળતો હતો, માત્ર ગોદૂધનો જ આહાર કરતા હતા,

તે પણ દોહીને નહીં, સીધું મોં લગાડીને. તેમના શિષ્યો પણ ગાય ચરાવતા હતા. તેમનું સ્મરણ કરીને ચિત્તમાં એ વાત આવે છે કે ખરેખર તેઓ કેટલી ઊંચી કોટિના મહાન યોગી હતા, આધ્યાત્મિક શક્તિઓથી સંપન્ન હતા, દીર્ઘાયુ હતા. નક્કી જ આમાં તેમની જે ગોસેવા છે, ગોભક્તિ છે અને માત્ર ગવ્ય પદાર્થોને જ ભિક્ષાના સ્વરૂપમાં ગ્રહણ કરવા — એ જ કારણ છે. તેમની આધ્યાત્મિક ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત કરાવવામાં આ જ ખાસ બાબતો રહી હશે.

## ભગવાનના અવતારો દ્વારા ગોસેવા

ચોવીસ અવતારોમાં ભગવાન દત્તાત્રેય પરમ ગોસેવક છે. ગાયના પ્રત્યે દત્તભગવાનની ઘણી પ્રીતિ છે, એટલા માટે દત્તાત્રેયજીના ચિત્રપટમાં ગાય જરૂર હોય છે. તેઓ ગાયનો ટેકો લઈને ઊભેલા દેખાય છે. ગોપાલજી પણ જ્યાં-ત્યાં છે, ગાયની સાથે છે. સાક્ષાત્ કામધેનુ સદા-સર્વદા તેમની સાથે રહે છે.

આજે ઠેક-ઠેકાણે એટલાં મોટાં મોટાં ધાર્મિક અનુષ્ઠાનો થઈ રહ્યાં છે, આયોજનો થઈ રહ્યાં છે, છતાં પણ જેવો લાભ થવો જોઈએ તેવો લાભ જોવામાં આવતો નથી. આનું મૂળ કારણ એ જ છે કે ગોવધ જેવું ભયંકર પાપ થઈ રહ્યું છે, આ કલંક દૂર થઈ જાય પછી જે આયોજન થઈ રહ્યાં છે, તે થાય તો સત્યયુગ ફરી પાછો આવશે. એટલા માટે જ્યાંથી રોગ છે, ત્યાંથી તેને દૂર કરવામાં આવે, ત્યારે જ રોગ દૂર થશે. **તમામ સમસ્યાઓનું મૂળ છે ગો-હત્યા અને તમામ સમસ્યાઓનું સમાધાન છે ગાયની સેવા, ગાયની રક્ષા, ગાયનો આદર.** કારણ કે ભગવાનની સૃષ્ટિનાં જેટલાં પણ પ્રાણીઓ છે, એ સઘળાં પ્રાણીઓમાં ભગવાને સંપૂર્ણ સાત્ત્વિકતા ગાયની ભીતર બિરાજમાન કરી છે. જેનાં ગોમૂત્ર અને ગોમળથી લીપેલા ઘરને જોઈને મનાં સાત્ત્વિકતા આવી જાય, એ કેવું સાત્ત્વિક પ્રાણી હશે ! તો આવી ગાયના ગોમળ અને ગોમૂત્રથી બધી ધરતી સિંચિત થાય તો સર્વ ઠેકાણે સાત્ત્વિકતાનું વાતાવરણ આવી જશે, ત્યારે અત્યાચાર નહીં થાય, દુકાળ નહીં પડે, પછી સઘળાં

પ્રાણીઓની એકબીજા સાથે સદ્ભાવના થશે. પથમેડા-ધામ (રાજસ્થાન)નાં ગોસદનમાં સવારે પરિક્રમા કરવા જાઓ તો ગોસેવા-સદનનાં નાનાં-નાનાં બાળકો નાગાં-પૂંગાં ફરવાવાળાં, ધૂળમાં આળોટવાવાળાં શ્રદ્ધાથી પ્રણામ કરે છે. કહે છે 'હરિઃૐ ! બાબાજી હરિઃૐ.' અમારા મનમાં આવે છે કે ભાઈ, આટલાં નાનાં બાળકોને કોણ શિખવાડે છે ? ત્યારે સમજમાં આવે છે કે આ જે ગાયની સાત્ત્વિકતા છે, એ કારણે આ બાળકોમાં આ સંસ્કાર છે. એમને કોઈ શિખવાડવાવાળું નથી, પરંતુ એ સૌભાગ્યશાળી બાળકો છે, જે ગો-રજમાં જન્મ લઈ રહ્યા છે, જન્મથી જ ગાયનાં દર્શન કરી રહ્યાં છે, એ જરૂર ઘણા નસીબદાર છે.

**ગોવધના કારણે જ તમોગુણ વધ્યો છે. રજોગુણી અને ભોગવાદી પ્રવૃત્તિ વધી છે. અધર્મ, અન્યાય, અત્યાચાર વધ્યો છે, તો અહીંયાં જો સુધારો થશે તો પછી બધું ઠીક થઈ જશે.** હાલમાં જ એક ઠેકાણેથી સૂચના મળી હતી કે ઉત્તર પ્રદેશના જ ઈલાકામાં લગભગ એક હજાર ગોવંશ, જેમાં નાનાં નાનાં વાછડાંઓ, અને ઘરડી ગાયો પણ હતી, તેમને કસાઈ ઘેરીને લઈ જઈ રહ્યા હતા. એક બે સંતોએ તેમને ઘેરીને તેમને તગેડ્યા અને ગાયોને બચાવવાનો પ્રયાસ કર્યો તો એ ગામના લોકો પેલા સંતોની સાથે અભદ્ર વ્યવહાર કરવા, મારવા-પીટવા આવી ગયા, 'અમે વેચી છે, તમે કેમ પકડી રહ્યા છો ?' પચાસ-પચાસ, સો-સો રૂપિયામાં ગાય વેચી દીધી. વાછડાંઓ વેચી દીધાં. કોઈએ તો પાળવાની ઝંઝટ સમજીને એમ જ આપી દીધી. પછી થાણામાં પેલા સંત બેઠા હતા અને રાત્રે તેમનો ફોન આવ્યો — મહારાજ ! શું કરવું ? અહીં આજુબાજુ કોઈ ગોસદન નથી. ક્યાં લઈ જઈએ ? થાણેદાર કહે છે કે બાબા ! તમે લોકોએ છોડાવી છે તો અમારી પાસે કોઈ વ્યવસ્થા નથી, તમે જ એમની વ્યવસ્થા કરો.

આ સાંભળીને ચિત્ત ઘણું વ્યાકુળ થયું કે ભાઈ, ગાયની રક્ષા ગમે તે રીતે કરવી કર્તવ્ય છે. વિચારો આ હાલત છે હિંદુઓની. પોતાને હિંદુ કહેવાવાળા ખેડૂત અને ઉત્તમ જાતિના કહેવાવાળા લોકો. તેઓ જાણે

છે કે આ કસાઈઓ છે અને તેમને ગાય વેચી રહ્યા છીએ — આ સ્થિતિ થઈ ગઈ છે. એટલા માટે ઘણી મોટી જરૂરિયાત છે કે મોટા પ્રમાણમાં ગોસદન ખોલવામાં આવે અને આ પુનિત કાર્યમાં સૌએ લાગી જવું જોઈએ. ભગવાને કૃપા કરીને જેને જેટલી શક્તિ આપી છે, સામર્થ્ય આપ્યું છે, તેનો ઉપયોગ ગોસેવામાં કરે, ગોરક્ષામાં કરે.

કેટલાંક રાજ્યોમાં ગોહત્યા-બંધીનો કાયદો બની ગયો, પરંતુ મુશ્કેલી છે કે એ જ રાજ્યમાંથી ગોધન કસાઈઓની પાસે જઈ રહ્યું છે તો ખાલી કાયદો બનાવવાથી શું લાભ ? જ્યાં સુધી તેનો સખતાઈથી અમલ ન કરવામાં આવે. આજે મોટી મોટી ઈસ્પિતાલો ખુલી રહી છે, મોટી મોટી ધાર્મિક સંસ્થાઓ ખુલી રહી છે, મોટાં-મોટાં મંદિરો અને મઠ બની રહ્યાં છે. અહીં કોઈનો વિરોધ કરવાનો કોઈ મતલબ નથી, જ્યાં જે થઈ રહ્યું છે, પ્રભુકૃપાથી યોગ્ય જ થઈ રહ્યું છે, પરંતુ હાલની આવશ્યકતા છે કે ગોશાળાઓ બને અને તેમાં યથાર્થરૂપમાં ગોસેવા થાય, ગોધનની રક્ષા થાય, આનાથી ઉત્તમ કાર્ય બીજું કોઈ નથી. સૌથી શ્રેષ્ઠ શુભ કર્મ આ જ છે; કેમ કે સૌથી વધુ અત્યાચાર જો કોઈ પ્રાણી પર થઈ રહ્યો છે તો તે છે ગાય.

આજકાલનું શિક્ષણ એવું બનાવવામાં આવ્યું છે કે વાંદરો મનુષ્યનો પૂર્વજ હતો. તેને પહેલાં પૂંછડી હતી, પછી તે ઘસાઈ ગઈ. ભગવાન જાણે કેવી રીતે પૂંછડી ઘસાઈ ગઈ ! આર્ય અહીં નહીં વસતા હતા. આ તો અનાર્યોનો દેશ હતો, આર્ય બહારથી આવ્યા એવી-એવી વાતો પુસ્તકોમાં ભણાવવામાં આવી રહી છે. લોકો ભણે છે. દુર્ભાગ્ય છે દેશનું, આવું શિક્ષણ મળી રહ્યું છે. ધરમૂળથી ફેરફાર કરવો પડશે. જ્યાં સુધી આ ફેરફાર નહીં થાય, ત્યાં સુધી ગાય પ્રત્યે મહત્ત્વ-બુદ્ધિ થવાવાળી નથી. એટલા માટે બહુ મોટા પ્રમાણમાં પ્રયાસ કરવાની જરૂરત છે અને આના માટે પહેલી જરૂરિયાત એ છે કે ઓછામાં ઓછા જેટલા મહાત્માઓ છે, આધ્યાત્મિક પથના પથિક મહાનુભાવો છે, તેઓ ભલે ગમે તે મતના હોય, ગમે તે સંપ્રદાયના હોય, બધા ઓછામાં ઓછા ગોરક્ષાના વિષયમાં

એક જૂથ થઈ જાય, કેમ કે ગાયની બાબતમાં કોઈનો કોઈ મતભેદ નથી હોઈ શકતો. ગાયના વિના કોઈ વૈદિક ઉપાસના શક્ય નથી. આજે કોઈ લાખો રૂપિયાનું મંદિર બનાવી રહ્યા છે, કોઈ કરોડો રૂપિયાનું. આ રીતે હોડ લાગી છે. તો આવી પ્રવૃત્તિઓ છોડીને આ રૂપિયાઓથી ગૌશાળાઓ બની જાય. એવું તેઓએ કરવું જોઈએ. આનાથી ખરેખર ભારતવર્ષની સાચી સેવા થશે. બધાં રાજ્યોમાં બે-બે ત્રણ-ત્રણ ગૌશાળાઓ મોટી મોટી બની જાય તો ત્યાંની બધી જમીન ઉપજાઉ શક્તિવાળી બની જશે, ફળદ્રુપ થઈ જશે અને બેકારીની સમસ્યાનું મોટા પ્રમાણમાં સમાધાન થઈ જશે. આજે આ બધાની જરૂરિયાત છે, આમાં પોતાની શક્તિનો ઉપયોગ કરવો જોઈએ.

એક વાર ભગવાન શંકરથી ઋષિઓનો કંઈક અપરાધ થઈ ગયો, ત્યારે ઋષિઓના ક્રોધથી શંકર ભગવાનના શરીરમાં બળતરા થવા લાગી. એ બળતરાને મટાડવાને માટે શંકરજી સુરભિગાયના શરણે ગયા અને તેની સ્તુતિ કરી. પુરાણોમાં શંકરભગવાન દ્વારા કરવામાં આવેલી સુરભિગાયની સ્તુતિ પ્રસિદ્ધ છે. ત્યારે સુરભિગાયે પોતાનું મોં ખોલ્યું અને ભગવાન શંકર તેના મુખમાં ચાલ્યા ગયા. હવે તો ત્રિલોકમાં હાહાકાર મચી ગયો. બ્રહ્માજી, ઈન્દ્રાદિ બધા જ દેવતાઓ સુરભિગાયની પાસે ગયા અને તેની સ્તુતિ કરી. બોલ્યા — હે માતા ! અષ્ટમૂર્તિ ભગવાન શિવ આપના ઉદરમાં બિરાજમાન છે, એમને મુક્ત કરો. ત્યારે ભગવાન શિવે અવતાર લીધો, વૃષભરૂપમાં, આ જ ધર્મ છે. વૃષભ શું છે ? ચતુષ્પાદ વૃષભ એ જ ધર્મ છે. એમને નંદી કહેવામાં આવ્યા. ભગવાન શંકરે નીલવૃષભનું રૂપ ધારણ કર્યું. સૌએ તેમની સ્તુતિ કરી અને એ સમયે પેલા નીલવૃષભને ધર્મનું સ્વરૂપ માનવામાં આવ્યું. આ પૌરાણિક કથાથી સ્પષ્ટ થાય છે કે ધર્મ પણ ગાયથી પ્રગટ છે. ધર્મની જનની પણ ગાય છે. જો ગાય નહીં હશે તો ધર્મ પણ નહીં હશે અને શંકરજી ધર્મ પર આરૂઢ છે અર્થાત્ શિવતત્ત્વનો ભાર વહેવાનું સામર્થ્ય ધર્મમાં જ છે, કોઈ સામાન્ય પ્રાણીમાં નથી. ભગવાન શંકર પોતાનાં શ્રીઅંગમાં વિભૂતિ

(ભસ્મ) ધારણ કરે છે, તે ગોમયની જ ભસ્મ છે. ગાય સ્વાભાવિક રૂપે ચરતી રહીને ગોમય કરે છે. જંગલમાં તે સૂર્યનાં કિરણોથી સૂકાઈ જાય છે. એ છાણાંને સંસ્કૃતમાં આરણ્યક કહે છે. આ છાણાંનો હવન કરવાનો ઘણો મહિમા છે. એ છાણાંની ભસ્મને ભગવાન શંકર ધારણ કરે છે.

સૌએ પોતપોતાના વર્ણ-ધર્મનું અનુષ્ઠાન કરવું જોઈએ, પરાયા ધર્મનું નહીં. પરંતુ ખાસ વાત એ છે કે ગાયની સેવા કરવી, એ ચારેય વર્ણોનો ધર્મ છે. થોડા એવા ધર્મ છે, જેનું પાલન સૌએ કરવું જોઈએ. ગાય સૌની માતા છે, સૌને સુખ આપનારી છે, એટલા માટે પોતાની માતાની સેવા કરવી સૌનો ધર્મ છે. ચારે વર્ણ અને ચારે આશ્રમોનો પરમ ધર્મ છે — ગોસેવા કરવાનો. ભગવાને કૃષ્ણરૂપે અવતાર લઈને ગોસેવા કરવાનું જ શિખવાડ્યું. ઠાકોરજી બધું જાણે છે. તેમનાથી કંઈ છૂપું થોડું જ છે. સત્યયુગ અને ત્રેતાના લોકોને ગોસેવા શિખવાડવાની નથી. દ્વાપરના લોકોને પણ કંઈ શિખવાડવાની જરૂર નથી, કારણ કે એ સમય સુધી ગાય પોતાના મહિમામંડિતરૂપે બિરાજમાન હતી. એ સમયે ગાય સૌનાં હૃદય અને પ્રાણમાં વસી રહી હતી, એટલા માટે તેઓને ખાસ સમજાવાની-શિખવાડવાની આવશ્યકતા ન હતી. પરંતુ કળિકાળના લોકો પ્રાણીમાત્રની તથા જગતની જનની ગાયના મહિમાને નહીં સમજશે, એટલા માટે ભગવાને ગોચારણ કરીને લોકોને ગોસેવાનો ઉપદેશ આપ્યો.

હકીકતમાં સાચા અર્થોમાં શ્રીકૃષ્ણભક્ત કહેવડાવવાનો અધિકારી એ જ છે, જે શ્રીકૃષ્ણ દ્વારા પ્રતિષ્ઠિત ગોસેવા, ગોચારણ અને ગોમહિમાનો સ્વીકાર કરે.

## ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો આશ્રય — ગાય.

કામધેનુના દૂધની ખીરથી શ્રીરામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન — ચારે સરકાર પ્રકટ થયા. એક વાર પ્રભુ શ્રીરામે જાનકીજીને કહ્યું, ‘જુઓ દેવી ! હું પોતાના પ્રાણોનો પરિત્યાગ કરી શકું છું, તારો પરિત્યાગ કરી શકું છું. લક્ષ્મણનો પણ પરિત્યાગ કરી શકું છું, પરંતુ ગાય અને બ્રાહ્મણની

રક્ષાની પ્રતિજ્ઞાનો પરિત્યાગ નથી કરી શકતો. ગાય અને બ્રાહ્મણ ધર્મના આધાર છે. **'બિપ્ર ધેનુ સુર સંત હિત લીન્હ મનુજ અવતાર ।'** આ ચારેથી ચારે પુરુષાર્થ સિદ્ધ થાય છે. આપણે ત્યાં બ્રાહ્મણ ધર્મ છે, બ્રાહ્મણ ધર્મશાસ્ત્રના જ્ઞાતા છે. ધર્મ શીલ છે, અર્થ છે ગાય. આપણી અર્થવ્યવસ્થાનો આધાર છે ગાય અને જ્યાં સુધી આ વાત આપણી સમજમાં નહીં આવે કે આપણી અર્થવ્યવસ્થાનો આધાર ગાય છે, ત્યાં સુધી ભારતની ગરીબી દૂર થવાની નથી. ગોમાંસ-વેચાણ જેવા જઘન્ય પાપના દ્વારા આની દરિદ્રતા હઠશે નહીં, વધતી ચાલી જશે. જો આ પાપ થતું રહ્યું તો એક દિવસ એવો આવશે કે એક દાણો નહીં મળે ખાવાનો. 'અર્થશાસ્ત્ર'ના પ્રણેતા કૌટિલ્ય* અર્થવ્યવસ્થાનું મૂળ ગાયને માને છે અને આપણાં પુરાણોમાં પણ રાજાઓની સમૃદ્ધિ ગાયથી આંકવામાં આવતી હતી. ધર્મરાજ યુધિષ્ઠિરના સંબંધમાં કહેવામાં આવે છે કે દસ હજાર ગોસદન તો તેમના ઈન્દ્રપ્રસ્થના ક્ષેત્રમાં જ હતાં અને એ દરેક ગોસદનમાં એંસી હજારથી ઓછો ગોવંશ ન હતો. રાજા અને પ્રજા બંનેની સમૃદ્ધિ ગાયની સંપત્તિથી જ આંકવામાં આવતી હતી. ગાયનું સન્માન થવા લાગી જાય તો આ ધરતી ખેડ્યા-રોપ્યા વિના અન્ન આપનારી થઈ જશે. આ વાતને બિલકુલ પણ અસત્ય નહીં માનવી જોઈએ પણ આ વાત ત્યારે જ સાકાર થઈ શકશે, જ્યારે ધરતી પર ગાયનું સન્માન થશે, કેમ કે આ કામધેનુ છે. એક સંતે કહ્યું છે કે જો હૃદયમાં સદ્‌ભાવ હોય તો દરેક તુલસીનો છોડ કલ્પવૃક્ષ છે, દરેક ગાય કામધેનુ છે અને દરેક શાલિગ્રામ-શિલા ચિંતામણિ છે. આ ત્રણે સાક્ષાત્ પરમાત્માનાં સ્વરૂપ છે.

---

* કુટો ઘટઃ તં ધાન્યપૂર્ણં લાન્તિ સંગૃહ્ણન્તિ ઈતિ કુટલાઃ । કુમ્ભીધાન્યાઃ ત્યાગપરા બ્રાહ્મણશ્રેષ્ઠાઃ । તેષાં ગોત્રાપત્યં કૌટલ્યો વિષ્ણુગુપ્તો નામ । (કૌટિલ્ય-અર્થશાસ્ત્ર)

અર્થાત્ કૂટ ઘડાનું નામ છે. જે લોકો એક ઘડાથી વધારે અનાજનો સંગ્રહ ન કરતા હતા, એ કુંભીધાન્ય નામક અત્યંત શ્રેષ્ઠ બ્રાહ્મણોનું ગોત્રાપત્ય કૌટિલ્ય કહેવાય છે. કૌટિલ્યનું મુખ્ય નામ વિષ્ણુગુપ્ત છે.

પરંતુ વિચારવાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે ગાય માત્ર અર્થ જ નથી, ગાય ધર્મ પણ છે, કામધેનુ હોવાથી કામ પણ છે અને મોક્ષપ્રદ હોવાથી મોક્ષ પણ છે. ધર્માત્મા, શ્રદ્ધાવાન તથા આસ્તિક પુરુષને ગાયની સેવાથી ધર્મ, અર્થ, કામ, મોક્ષ — ચારે પુરુષાર્થોની પ્રાપ્તિ થાય છે, પરંતુ જેઓ નાસ્તિક છે, જેઓ ધર્મ અને મોક્ષ નથી માનતા, અર્થ તથા કામનું મહત્ત્વ તો તેમની દૃષ્ટિમાં પણ રહે છે — તો અર્થ તથા કામની પ્રાપ્તિને માટે તેઓએ પણ ગાયનું શરણું જ લેવું પડે છે.

## વર્તમાન-સ્થિતિ

હાલમાં ડગલે ને પગલે દારૂની દુકાનો ખુલી છે. રામ ! રામ ! આ જ પ્રગતિ છે ? જેવી રીતે ડગલે ને પગલે દારૂની દુકાનો છે, એવી રીતે જ ડગલે ને પગલે ગોશાળાઓ હશે, ત્યારે ભારતવર્ષની પ્રગતિ થશે. ગાયનું દૂધ પીવા મળશે, ત્યારે ઉન્નતિ થશે. **ઉન્નતિ છે જીવનમાં સાત્ત્વિકતાનો વિકાસ. આ જ ઉન્નતિ જીવનને સમૃદ્ધ બનાવે છે. મહાપુરુષો દ્વારા સાંભળવા મળ્યું છે કે સૌથી વધુ સાત્ત્વિકતા ગાયમાં રાખેલી છે. એટલા માટે ગોસેવા અને ગવ્ય પદાર્થોનું સેવન – એ જ એક ઉપાય છે પોતાનામાં સાત્ત્વિકતા મેળવવાનો.** આ રીતે સાત્ત્વિકતાને મેળવીને જ આપણી ખરેખરી ઉન્નતિ થશે.

આજે ગાયની સેવા યોગ્ય રીતે નથી થઈ રહી, ઘણીય ગોશાળાઓ એવી છે, જ્યાં એ વ્યવસ્થા નથી કે તેઓ બે સમય ગાયને ખાવાનું બરાબર આપી શકે, અભાવગ્રસ્ત છે. ગાયો એકબીજાને અડીને ઊભી રહે છે, તેમને ફરવા માટે ખુલ્લી જગા નથી. એટલા માટે હાલનો સમય એવો છે કે ગાયોનું ધ્યાન રાખવામાં આવે. સાચી ઠાકોરસેવા ગોસેવા છે અને ગોસેવા જ સાચી સંતસેવા છે. ગોસેવા જ દીન, દુઃખી, દરિદ્રની સેવા છે અને જો ગોસેવા બરાબર થશે તો ત્યારે જ, ગોસેવા પર આધારિત, ઠાકોરસેવા, સંતસેવા અને અતિથિસેવા બરાબર થઈ શકશે.

મોટાં મોટાં મંદિરોમાં મોટા મોટા ઉત્સવો, મહોત્સવો મનાવવામાં આવી રહ્યા છે, મોટા મોટા ખર્ચ થઈ રહ્યા છે, સારી વાત છે, થવા

જ જોઈએ. ઉત્સવોથી મંદિરની શોભા છે. પણ ત્યાં ગવ્ય પદાર્થોનો ઉપયોગ સેવામાં નથી કરવામાં આવી રહ્યો, એટલા માટે એ ઈમાનદારીની ઠાકોરસેવા નથી, એ ઠાકોરસેવાના નામ પર પોતાનો પ્રચાર-પ્રસાર છે, તેથી આનાથી બચવું જોઈએ.

જો આપણે સાચા અર્થોમાં ઠાકોરસેવા કરવા ઇચ્છીએ છીએ, તો એના માટે આપણે પહેલાં ગોસેવા કરવી પડશે. ભારતનાં જેટલાં મોટાં મોટાં મંદિરો છે, તીર્થો છે, એમના સંચાલકો, બધા જ સનાતન ધર્મીઓ, ધર્માચાર્યો એક સાથે બેસીને એ નિર્ણય કરી લે કે અમે ગવ્ય પદાર્થોનો જ ઉપયોગ ભગવાનની સેવામાં કરીશું. આવો નિર્ણય કરી લે તો ગોવધ આપમેળે બંધ થઈ જશે. આજે ઠાકોરજી બકરી કે ભેંસના દૂધથી નાહી રહ્યા છે. ગવ્ય પદાર્થોથી બનેલ પંચામૃત તેમને ઉપલબ્ધ નથી. આપણી ઠાકોરસેવા માત્ર દંભ છે, એટલા માટે ઠાકોરસેવાનો પણ મૂળ આધાર ગાય છે.

તમે વિચારો કે અમે-તમે તો અલ્પજ્ઞ જીવ છીએ. ઘીમાં ચરબી છે એ આપણે નથી જાણતા, પરંતુ ગોપાલજી, જેમની ઉપાસ્ય દેવતા ગોમાતા છે, તે તો સર્વજ્ઞ છે. ઘીમાં ચરબી છે. તેની મીઠાઈઓ બની, પૂરી, પકવાન બન્યાં — આપણે તો નથી જાણતા, એટલા માટે ખાઈ લઈશું, પરંતુ ગોપાલજી ચરબીયુક્ત ઘી, તેલથી બનેલા પદાર્થો શું સ્વીકાર કરશે ? અને જ્યારે ભગવાન એ પદાર્થોને ગ્રહણ નહીં કરે તો તે પ્રસાદ કેવી રીતે થશે ?

**આજે મોટા મોટા યજ્ઞો થઈ રહ્યા છે, પરંતુ ચરબીવાળું ઘી આહુતિના નામ પર નાખવામાં આવશે તો દેવતાઓનું બળ વધશે કે રાક્ષસોનું ?** તમે એક ગાય પાળો છો પોતાના ઘરમાં અને દૂધ ઉકાળ્યું છે, ઉત્તમ મેળવણ મેળવીને તેને જમાવ્યું છે. ભલેને નાની માટલીમાં, નાની વલોણીથી વલોવીને સુંદર માખણ જરાક કાઢી લીધું અને એક ટીપું ઘી ગાયના છાણાના અગ્નિ પર નાખી દીધું તો હવિને ગ્રહણ કરવા ભગવાન વૈકુંઠ છોડીને આવી જશે અને દૂષિત પદાર્થોથી

મિશ્રિત ડબાનું ઘી તમે આગમાં ઢોળી દેશો, તેનાથી ભગવાનને પ્રસન્નતા નહીં થશે.

**એટલા માટે જેટલા મઠ-મંદિર છે, આપણા હિંદુ ધર્મના જેટલા પ્રતિષ્ઠાનો છે, બધાંમાં એ નિશ્ચય કરી લેવામાં આવે કે ગાયનાં દૂધ, દહીં, ઘી અને ગાયના દૂધથી બનેલા માવાની મીઠાઈઓનો જ મંદિરમાં ભોગ લાગશે તો સ્વાભાવિક છે કે દરેક મંદિરની મોટામાં મોટી પોતાની ગોશાળા હશે અને જેઓ મિષ્ટાન્નની દુકાન ખોલીને બેઠા છે, તેઓ ગૌશાળાઓ ખોલશે અને ત્યાંથી ગવ્ય પદાર્થ મળશે, આનાથી ફરીથી સમૃદ્ધિ પાછી ફરીને આવી જશે. મંદિરની પોતાની દુકાનો હશે તો લોકો શુદ્ધ વસ્તુ ત્યાંથી ખરીદીને લઈ જશે, જેથી તેમનાં અંતઃકરણની શુદ્ધિ થશે અને ભગવાન પણ પ્રસન્ન થશે, તેમનો આશીર્વાદ પ્રાપ્ત થશે.**

જ્યારે આપણે શુદ્ધ ગવ્ય પદાર્થોનો ઉપયોગ કરીશું તો આપણું સ્વાસ્થ્ય પણ ઉત્તમ થશે, રોગ પણ નહીં થાય, ઓછા થશે અને જે ઇસ્પિતાલો ઠેકઠેકાણે ખુલી છે, તે બંધ થઈ જશે, ઓછી થઈ જશે.

એક ગાયમાતાની સેવાને આપણે સાવધાનીપૂર્વક સાધી લઈએ તો એક ગાયના પુષ્ટ થવાથી આખો સમાજ પુષ્ટ થઈ જશે. ક્યાંય કોઈ કુપોષણ-અપોષણ નહીં રહી જાય પણ દુઃખ તેમ જ **દુર્ભાગ્યની વાત છે કે કેવી બુદ્ધિ થઈ ગઈ છે, કેવા વિચાર થઈ ગયા છે લોકોના કે આ બાબતોને કહેવા છતાં તેઓ તો ધ્યાન જ નથી આપતા, સ્વીકાર કરતા જ નથી.**

પ્રયાગકુંભની વાત છે, ત્યાં જવા પહેલાં ગિરિરાજજીવાળા બાબાએ કહ્યું કે તમે જઈ રહ્યા છો તો મહામંડલેશ્વરોને, જગદ્ગુરુઓને, એ બધાયને જ્યાં જ્યાં તમે મળો એ લોકોને તમે પ્રેરિત કરો કે કુંભમાં મોટા મોટા ભંડારા થઈ રહ્યા છે, તેમાં કોઈ એક લાખનો, કોઈ પાંચ લાખનો — કેટકેટલી મોટી મોટી રકમથી ભંડારા થઈ રહ્યા છે તો દરેક જગાએથી થોડો ગાયનો ભાગ કાઢવામાં આવે તો આટલો મોટો સમાજ

ત્યાં ઉપસ્થિત થયો છે, કેટલી મોટી રકમ ગોસેવાને માટે જમા થઈ જશે, તેનાથી કેટલી ગાયોનું પોષણ થશે.

આ બધું ત્યાં કહેવામાં પણ આવ્યું, પરંતુ તેનો કોઈ લાભ નહીં થયો. અમે આવીને મહારાજજીને જણાવ્યું તો બાબા બોલ્યા — શું કરવું, વાયુમંડળમાં ગોવધના પરમાણુ ફેલાઈ ગયા છે, એટલા માટે તે બુદ્ધિને એટલી પવિત્ર નથી થવા દઈ રહ્યા.

અર્થનો સાચો સદુપયોગ છે – ગોસેવા. સો વેદજ્ઞ બ્રાહ્મણોને ભોજન કરાવીને દક્ષિણા આપવાનું જે ફળ મળે છે, એ જ પુણ્યફળ કેવળ એક ગાયને ચારો ખવડાવવાથી થઈ જાય છે. ગાયની ગમાણમાં કરવામાં આવનારી દરેક શુભક્રિયા સોગણી પુણ્યદાયી થઈ જાય છે.

## ગોસેવાથી ચારિત્રિક ગુણોનો વિકાસ

તિતિક્ષા એટલે કે સહનશીલતા. આ તિતિક્ષા સાધુનો પહેલો ગુણ છે અને સાક્ષાત્ તિતિક્ષાની મૂર્તિ છે ગાય. એટલા માટે ગાયનું એક નામ છે — સર્વસહા; કારણ કે એ સર્વ કંઈ પોતાના પર સહન કરી લે છે. ગાય ભગવાનની મૂર્તિ છે. ભગવાનની પ્રતિમા છે. **જો ગાયની રક્ષા નહીં થઈ તો મંદિર અને મૂર્તિઓ નહીં બચશે, એટલા માટે ગાયની રક્ષા કરવી મુખ્ય કર્તવ્ય છે, કેમ કે ગાય ધર્મની જનની છે.**

ભગવાનની અનન્ય ભક્તિ કરવાથી શીલગુણ આવી જાય છે અને ભગવાનનું પ્રતિક છે — ગાય, એટલા માટે ગાયની સેવા કરવાથી પણ શીલગુણ આવી જાય છે.

ગુરુદેવ શ્રીભક્તમાલીજીની પાસે એક કોઈ મહાનુભાવ આવ્યા અને બોલ્યા — મહારાજ ! ગુસ્સો બહુ આવે છે, એ ન રહે, આનો કોઈ ઉપાય ? તો મહારાજે કહ્યું કે પહેલાં તો અમારી ભીતર ક્રોધ બિલકુલ ન રહે, ત્યારે અમે તમને ઉપાય બતાવીશું. ગુસ્સો તો અમને પણ આવે છે. જે ભાઈ તદ્દન નિર્વિકાર થઈ ચૂક્યો હોય તેને પૂછો,

આવી સ્થિતિ અમારી તો છે નહીં. આથી તેઓ બોલ્યા — નહીં મહારાજ ! કંઈ તો ઉપાય બતાવો. કથા-વાર્તા ઘણી સાંભળું છું, ક્રોધ નહીં કરવો જોઈએ. ક્રોધ કરવાથી પોતાને જ નુકસાન છે, પરંતુ શું કરવું, ભીતરની કઠોરતા ઓછી નથી થઈ રહી, ક્રોધ ઓછો નથી થઈ રહ્યો. મહારાજજી બોલ્યા — શું કંઈ કરવાને માટે તૈયાર છો તમે ? 'હા મહારાજ ! જે તમે કહેશો એ અમે કરીશું.' મહારાજજીએ કહ્યું — 'સવારે રોજ ગોશાળામાં જઈને ત્યાં મૌન રહીને ગાયોની સેવા કર્યા કરો. ગાયની ગોદડી હોય છે, તેને ધીરેથી પંપાળો. ગાયની પીઠ પર ખૂબ ઉત્તમ રીતે હાથ ફેરવો, ગાય સુખી થઈ જાય, એવું કરો. પ્રેમપૂર્વક ગાયને જુઓ અને ગાયનાં નાનાં-નાનાં બચ્ચાં છે ને દૂધ પીનારાં — તેમની સાથે ખૂબ રમો, તેમને ખૂબ વહાલ-લાડ કરો. થોડા જ દિવસોમાં તમારો ક્રોધ જ નહીં, બધા વિકારો નષ્ટ થઈ જશે અને શીલગુણનો પ્રકાશ થઈ જશે; કેમ કે ગાયની સેવા કરનાર વ્યક્તિ શીલવાન થઈ જાય છે.' તો હૃદયમાં પ્રેમ અને દયા વગેરે ભાવ સમૃદ્ધ થાય, એનો ઉપાય ગાયની સેવા છે.

ગો-તત્ત્વનું નિર્માણ કંઈ એવું કર્યું છે ભગવાને કે એ બહુ કૃતજ્ઞ છે. ગાયમાં બહુ કૃતજ્ઞતા હોય છે. ગાયનું પોતાનું કોઈ અપમાન કરે તો ગાય સહન કરી લેશે, પરંતુ ગાયની કોઈ નિષ્ઠાપૂર્વક સેવા કરે અને તેનો કોઈ તિરસ્કાર કરે તો ગાયથી સહન થતું નથી. શ્રીસુદર્શનસિંહજી 'ચક્ર'ના જીવનચરિત્રમાં છે કે તેમના પિતાજીએ પોતાના નાનાભાઈ એટલે કે ચક્રજીના કાકાને એક તમાચો એ સમયે મારી દીધો, જ્યારે તેઓ ગોશાળામાં હતા. હવે જેટલી ગાયો હતી, બધી ગાયોએ દોરડું તોડી નાખ્યું અને તેઓ ક્રોધે ભરાઈને તેમને મારવાને દોડી. જો તે દિવસે પોતાના મોટાભાઈને બચાવવાને માટે તેમના પર ન પડી ગયા હોત તો નક્કી એ ગાયો તેમને મારી જ નાખત અને તેમને ઘસડીને ભૂસા-ઘરમાં ના લઈ ગયા હોત. ભાઈએ બહારથી આગળો મારીને તેમને અંદર બંધ કરી દીધા. ગાયો ક્રોધથી કાંપી રહી હતી

અને શિંગડાંથી દરવાજાને મારવા લાગી. તેમણે ગાયોને પંપાળી, જેમ તેમ ગાયો શાંત થઈ, છતાં પણ તેઓ વારંવાર પેલા ઓરડાની તરફ જોતી હતી કે આમને મારવાવાળો ઓરડાની અંદર ઘુસ્યો છે. પછી જેમ તેમ કરીને તેમને ત્યાંથી કાઢવામાં આવ્યા. તેમના ચરિત્રમાં લખ્યું છે કે તેમણે પોતાના મોટાભાઈને કહ્યું કે ભાઈ સાહેબ, તમે મારા મોટાભાઈ છો, પિતાના સમાન છો, તમે મને ગોશાળાની બહાર બોલાવીને પાંચ-દસ લાઠી મારી લેત તો કોઈ પણ વાત ન હતી, પરંતુ તમે મને ગોશાળામાં માર્યો, એ અયોગ્ય કર્યું. હું ગાયોની સેવા કરું છું. આજે કદાચ હું સાવધાન ન હોત તો ગાયો તમને છોડત નહીં, તેથી ગાય ઘણું જ કૃતજ્ઞ પ્રાણી છે.

જે વ્યક્તિ ગાયની સેવા નથી કરતી, જેને ગાયના પ્રત્યે સન્માન નથી, એ વ્યક્તિ કૃતઘ્ન છે અને કૃતઘ્નનું કદી કલ્યાણ નથી થઈ શકતું. કારણ કે સમગ્ર સૃષ્ટિ પર ગાયનો જેટલો ઉપકાર છે, તેટલો ઉપકાર બીજા કોઈ પણ પ્રાણીનો નથી.

ભગવાન કૃપા કરે, એવી સદ્‌બુદ્ધિ આપણને સૌને પ્રદાન કરે કે જેટલા લોકો છે — જેટલા સાધુ, સંત, મહાત્મા તેઓ બધા એક સાથે, એક સાથે જોડાઈને ગોરક્ષાના વિષે વિચાર-વિમર્શ કરે. ગામેગામ, ઘરે-ઘરે આ રીતના ભાવોનો પ્રચાર-પ્રસાર કરવામાં આવે કે જ્યાં સુધી પૂરા ભારતમાં ગોવધ પૂરો પ્રતિબંધિત ન થાય, ત્યાં સુધી અમે લોકો ચેનથી નહીં રહીશું.

હકીકતમાં જ્યાં સુધી પૂરા ભારતવર્ષમાં ગોવધ પર પૂરો પ્રતિબંધ નહીં લગાવવામાં આવે, ત્યાં સુધી આ સમસ્યાનું સમાધાન સુલભ નથી દેખાઈ રહ્યું. ગોવધ પર પૂરો પ્રતિબંધ થાય અને ફરીથી આપણી ગોભક્તિ જાગ્રત થાય. ગાય દીન-દુઃખી હોય તો આપણે તેને આશ્રય આપીએ અને ચારો-ભૂસું આપીએ.

ગોરક્ષામાં જ રાષ્ટ્રનો વિકાસ છે. રાષ્ટ્રનું હિત છે તેમ જ રાષ્ટ્રની ખરેખરી ઉન્નતિ છે, સમૃદ્ધિ અને સંપન્નતા છે. ગ્રામ-પંચાયત,

નગરપાલિકા, નગરપરિષદ વગેરે સ્તર પર સરકાર તરફથી ગોસદન ખોલવામાં આવે તો આ રીતે લાખો લોકોને રોજગાર મળી જશે અને ઘણાં મોટાં મોટાં જંગલો અને પહાડો આજે પણ છે, તેમનો ઉપયોગ ગોચારણને માટે કરી શકાય છે. આ રીતે ઘણું મહાન કાર્ય થઈ શકે છે. ભગવાનને એ પ્રાર્થના કરીએ કે હે પ્રભો ! એવી સાત્ત્વિકતા સમાજમાં આવે કે ગોવધ બંધ થાય. ગોરક્ષાને માટે ઓછામાં ઓછી એક માળા જપ પણ કરવામાં આવે. આટલાથી જ ઘણું મોટું કાર્ય થઈ જશે.

કથા આવે છે કે જનક મહારાજને જ્યારે નરકમાં થઈને લઈ જવામાં આવ્યા તો તેમના જવાથી નરકનાં પ્રાણીઓને ઘણી શાંતિ મળી. તેઓ કહેવા લાગ્યા — મહારાજ ! તમે અહીં થોડું રોકાવ, તો જનકમહારાજ રોકાઈ ગયા. બધાએ જનકમહારાજનો જય જયકાર કર્યો. ત્યારે જનકજીએ ધર્મરાજજીને પૂછ્યું કે અમે સાંભળ્યું છે કે પાપી મનુષ્ય જ યમલોકમાં આવે છે, તો મને પણ પોતાનાં પાપકર્મના વિષયમાં જાણવાની ઇચ્છા છે, જણાવવાની કૃપા કરો. આથી ધર્મરાજે ચિત્રગુપ્તને પૂછ્યું. તેઓ બોલ્યા — મહારાજ ! આ તો મહાન નિષ્કામ કર્મયોગી છે, એમનાં પુણ્યનો કોઈ હિસાબ-કિતાબ અને સીમા જ નથી, હા, એક પાપ એમનાથી થઈ ગયું હતું. ભૂલથી એક ગાય સરોવરની તરફ જઈ રહી હતી, એમણે એને હાંકી કાઢી. પ્રકારાન્તરથી તરસી ગાયને પાણી પીવામાં તકલીફ આપી હતી. જોકે એમાં પણ એમની ભાવના એ હતી કે ક્યાંક આ ગાય કીચડની અંદર પેસી ન જાય. આ જ ભાવથી એમણે ગાયને રોકી હતી. બસ આ જ દોષને કારણે એમને નરક જોવું પડ્યું. તેથી બહુ સાવધાન રહેવું જોઈએ કે ક્યાંય પણ કોઈ પણ રીતે ગાય પ્રત્યે કોઈ અપરાધ ન થઈ જાય.

જ્યાં હરિ, હર, ગુરુ અને ગાયની નિંદા થઈ રહી છે, એવી જગા પર નહીં જવું જોઈએ. કદાચ પહોંચી ગયા તો નિંદા સાંભળવી ન જોઈએ — કાનો પર હાથ રાખી લેવા જોઈએ અથવા ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યા જવું જોઈએ.



શિવાજી મહારાજના બાળપણની ઘટના છે. પોતાના પિતાની સાથે તેઓ બાદશાહને ત્યાં જઈ રહ્યા હતા. બીજાપુરની વાત છે. રસ્તામાં એક કસાઈ ગાયને ઘસડીને લઈ જઈ રહ્યો હતો અને ત્યાંના બજારના જે હિંદુઓ હતા, તેઓ માથું નીચું કરીને બેઠા હતા. મોગલોનું રાજ્ય હતું. કોણ શું કરી શકતું હતું ? એ સમયે શિવાજીની ઉંમર દસ વર્ષની પણ ન હતી, નવ-દસની વચ્ચે રહી હશે. બાળક શિવાજીએ તલવાર ખેંચી અને પહેલાં તો ગાયનું દોરડું કાપીને તેને બંધનમુક્ત કરી દીધી અને પેલો કસાઈ કંઈ કહે, એના પહેલાં જ તેના માથાને ધડથી અલગ કરી દીધું – આ છે શૌર્ય.

પ્રાચીન સમયમાં એટલી મોટી સંખ્યામાં ગોધન આપણા દેશમાં હતું કે જ્યારે ગોવાળિયાઓ ગાયોને લઈ આવતા તો ગાયોની ખરીથી એટલી રજ ઉડતી હતી કે દિવસે જ સૂર્યાસ્તનો અનુભવ થતો. મહાભારતના 'અનુશાસન-પર્વ'માં આવે છે કે ધર્મરાજ યુધિષ્ઠિરને ત્યાં દસ હજાર ગોસદન હતાં – ગોવર્ગ હતા, તો વર્ગ શું છે ? એક વર્ગમાં

આઠ લાખ ગાયો હતી. આનાથી લાગે છે કે જનસંખ્યા ઓછી હતી, ગાયો વધારે હતી. આગળ પછી લખ્યું છે કે એક લાખ, બે લાખ પચાસ હજાર, ત્રણ લાખનાં ગોસદન તો અનેક હતાં.

મહાભારતમાં જ્યાં પિતામહ ભીષ્મએ યુધિષ્ઠિર મહારાજને દાન-ધર્મ, મોક્ષ-ધર્મ, રાજ-ધર્મ વગેરેનો વિસ્તૃત ઉપદેશ આપ્યો છે, ત્યાં જ ગોમહિમાનું પણ ઘણું વિસ્તૃત વર્ણન કર્યું છે. એ સમયે પિતામહની પાસે જ્યારે યુધિષ્ઠિર આવ્યા હતા તો તેઓ એક ખાસ રથ પર બેસીને આવ્યા હતા. એ રથના વર્ણનમાં લખ્યું છે કે આઠ હાથીઓના સમાન વિશાળકાય પુષ્ટ બળદો એ રથમાં જોડેલા હતા. એ બળદોની ચંદ્રમા જેવી સફેદ કાંતિ હતી, પરંતુ જ્યારે પિતામહ ભીષ્મએ ગોમહિમાનું વર્ણન કર્યું તો પછી યુધિષ્ઠિર પાછા ફરતાં પેલા બળદોવાળા રથ પર બેસીને નહીં ગયા અને બોલ્યા — અરે, આ એટલા શ્રદ્ધેય, પૂજ્ય છે તો આ અમને ખેંચીને લઈ જાય, એ ઠીક નથી. પછી ઘોડાવાળા રથ પર બેસીને ગયા. જોકે સવારીના રૂપમાં ગાડીમાં બળદનો ઉપયોગ કરી શકાય છે, અશાસ્ત્રીય નથી. પણ તેના પર તેની શક્તિ કરતાં વધારે ભાર લાદવો, એક જ બળદને હળમાં જોડવો અથવા તેને લાઠી, દંડો કે ચામડાની ચાબુકથી મારવો એ અધર્મ છે. આનો શાસ્ત્રમાં સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે, શાસ્ત્રમાં આવ્યું છે કે ઝાડની પાંદડાંવાળી ડાળીની મદદથી બળદને હાંકવો જોઈએ, જેથી તેને પીડા તથા કષ્ટ ન થાય. એક પ્રસંગ અમારા બાળપણનો છે. ઘરમાં જ બે બળદ હતા. એકનું નામ હતું પન્નાલાલ અને બીજાનું પતંગીલાલ. એમના ખભા પર જે ગાડાની ઝૂંસરી રાખે, તેને માટે ઇનામ રાખવામાં આવ્યું હતું. તેઓ એવા શૌર્યવાન બળદ હતા કે તેમને કોઈ ગાડામાં જોડી દે, કોઈની હિંમત ન હતી. બળદ એટલા તેજ હતા કે જ્યાં સુધી બળદોના ઉપર કોઈ ઝૂંસરી રાખે, ત્યાં સુધી તો તેઓ ઉછળી પડતા હતા. મોટા મોટા લોકો આવ્યા ઇનામ સાંભળીને, હાથ-પગ તોડાવીને ચાલ્યા ગયા અને જ્યારે દોડ થતી તો બધાથી આગળ તેઓ થતા. તો એ સમયે લોકોને

મોટો શોખ હતો. બળદોને એવા સજાવીને રાખતા હતા. દિવાળી વગેરે ઉત્સવોમાં તો સોના-ચાંદીનાં આભૂષણો પણ ગાય-બળદોને પહેરાવતા હતા. આ અનોખો બળદ કોનો છે ? આના જવાબમાં 'આ અમારો બળદ છે' એવું કહેવામાં લોકોને મોટું ગૌરવ થતું હતું. આજે તો ચારે બાજુ ગાય-બળદોની દુર્દશા થઈ રહી છે. એ ઘણા દુઃખ અને દુર્ભાગ્યની વાત છે.

ગાયની સમૃદ્ધિથી જ આ દેશની સમૃદ્ધિ નિશ્ચિત છે. પૃથ્વીનો આહાર જ ગોમય અને ગોમૂત્ર છે. ગાય પૃથ્વીને આહાર પ્રદાન કરે છે. આજે ધરતી ભૂખી છે, તેને ગવ્ય પદાર્થો નથી મળી રહ્યા.

જેઓ ગાયના વિરોધી છે, તેઓ ભગવાન, ધર્મ, ગુરુ અને વેદ એ બધાના વિરોધી છે. આપણો ભલે ગમે તેવો સ્વાર્થ હોય, પરંતુ આપણે ગાયનો વિરોધ કરવાવાળાઓના પક્ષમાં જઈને નહીં ઊભું રહેવું જોઈએ, ભલે ગમે તેવા પદ-પ્રતિષ્ઠાની લાલચ હોય, એવા લોકોને મત પણ નહીં આપવો જોઈએ. ગાયના પ્રત્યે જેમની નિષ્ઠા નથી, શ્રદ્ધા નથી, ગાયની રક્ષા જેઓ નથી ચાહતા. એવી વ્યક્તિ કે પક્ષને પોતાનો મત આપવાનું તાત્પર્ય છે કે ગોવધમાં ભાગીદાર બની રહ્યા છીએ અને નક્કી જ આપણે ગોવધના ભાગીદાર થઈશું. આ બાબતે ઘણી સાવધાની રાખવાની છે.

શંકરજીના ધ્વજ પર વૃષભ અંકિત છે. એટલા માટે એમને વૃષભધ્વજ, 'વૃષભાંક' કહેવામાં આવે છે. આનો મતલબ છે શંકરજી પરમ ગોભક્ત છે અને તેઓ ભગવાનના ગોલોક ધામના ગોવાળિયા છે, એમને પશુપતિ પદ પર અભિષિક્ત કરવામાં આવ્યા છે.

ગોરક્ષાને માટે કરવામાં આવનારી ભગવાનની સ્વલ્પ પણ આરાધના, ઉપાસના નિષ્ફળ નથી થતી. એક ગાયની પણ જો પ્રાણરક્ષા થઈ રહી છે અને તે ગાય જો સુખી છે તો આપણને ગોરક્ષાનું પુણ્ય મળી જ રહ્યું છે, એવો વિચાર કરીને મન, વાણી અને કર્મથી આ પવિત્ર કાર્યમાં સહયોગી બનવું જોઈએ.

ગોવધના વિષયમાં ખરી વાત તો એ છે કે વિધર્મીઓએ ગોસેવક હિંદુઓની ભાવનાને જખમી કરવાને માટે, તેઓને નીચા દેખાડવાને માટે જ આ કાર્ય શરૂ કર્યું. બીજું કોઈ પ્રયોજન ન હતું. એક સજ્જન અમારા પરિચિત છે, સારા વિદ્વાન છે, તેમણે પૂરું બાઈબલ અને કુરાન જોયું છે. તેઓ કહી રહ્યા હતા કે આ ગ્રંથોમાં ક્યાંય સ્પષ્ટરૂપથી નથી લખ્યું કે ગોહત્યા કરવામાં આવે. પછી ગોહત્યા ક્યાંથી આવી ? વિધર્મીઓનું રાજ આ દેશ પર થયું તો તેઓએ જોયું કે આ સમાજની સૌથી વધુ શ્રદ્ધા ક્યાં છે ? તો તેમને ગાય જ નજર આવી, પછી શું હતું. તેઓએ સૌથી પ્રથમ ગોવધ કરવાનું શરૂ કર્યું, પરંતુ જ્યારે તે લોકો અહીં રહ્યા, અહીંની પવિત્ર રજનો તેમને સ્પર્શ પ્રાપ્ત થયો, અહીંના પવિત્ર વાયુનો સ્પર્શ પ્રાપ્ત થયો, અહીંની પવિત્ર ગંગા-યમુના વગેરે નદીઓનું દર્શન, પાન અને સ્નાનથી તેઓ પણ કંઈક અંશમાં પવિત્ર થઈ ગયા તો તેઓમાં પણ થોડા રાજાઓ એવા થઈ ગયા, તેઓએ મલેચ્છ હોવા છતાં પણ ગોવધ પર પ્રતિબંધ કર્યો, એવી વાત ઈતિહાસમાં મળે છે.

મોગલ રાજા હુમાયુંની એક વાત સાંભળવા મળે છે. તેની થાળીમાં માંસ રાખવામાં આવ્યું તો તેણે પૂછ્યું – કોનું માંસ છે, તો રસોઈયાએ જણાવ્યું ગોમાંસ છે. તે ઘણો નારાજ થયો. થાળી ફેંકી દીધી અને કહ્યું — આ રસોઈયાને ૫૦ કોરડા લગાવો અને કહો કે ફરીથી આવું કદી ન કરવું. આનું કારણ શું છે ? પૂછવાથી તેણે જણાવ્યું કે બચપણમાં મારી મા મરી ગઈ હતી અને મારું પોષણ ગાયના જ દૂધથી થયું હતું તો પછી જે ગાય દ્વારા અમારું પોષણ થયું છે, એ ગાયને અમે ખાઈએ, એવા મુસલમાન અમે નથી. તેણે આ રીતનો વિચાર કર્યો. હવે આ ક્યાં સુધી સાચું છે, એને તો ભગવાન જ જાણે, પરંતુ સાંભળવામાં આવું આવે છે.

અકબરે સ્વામી હરિદાસજીના, અન્ય સંતોના તથા તુલસીદાસજી અને સૂરદાસજીના પ્રભાવમાં આવીને પોતાના રાજ્યમાં ગોવધ પર



પ્રતિબંધ લગાડ્યો હતો. આની પણ સાબિતીઓ મળે છે અને વ્રજક્ષેત્રમાં તો જીવહિંસા પર પ્રતિબંધ હતો. પછી જહાંગીરના સમયમાં કટ્ટરતા રહી. પરંતુ એ સમયે પંજાબમાં પિંડૌરીધામના સંત બાબા મહેશદાસજીના સંપર્કમાં આવ્યા પછી તેણે પણ ગોવધ પર પ્રતિબંધ લગાવ્યો હતો.

શાહજહાંએ પોતાના પંથના મુલ્લા-મૌલવીઓને પૂછ્યું કે આપણા પૂર્વજોએ તલવારની અણી પર આમને ઈસ્લામી બનાવવા ઈચ્છ્યું છતાં પણ શું વાત છે હિંદુ ધર્મ સુરક્ષિત છે ? તો એ સમયે તેના સલાહકારોએ એ સલાહ આપી કે જ્યાં સુધી સંત-મહાત્માઓની જમાતો ગામે-ગામ ફરતી રહેશે, કથા, વાર્તા, સત્સંગ ચાલતા રહેશે, ત્યાં સુધી ભલે ગમે તેટલી બર્બરતા તમે બતાવશો, હિંદુ ધર્મને નષ્ટ નહીં કરી શકાય, એમની ગોભક્તિને દૂર નહીં કરી શકાય. આનો એક જ ઉપાય છે, આ સાધુ-સંતોની જમાતો જે ફરી રહી છે, તેમના ફરવા પર પૂરો પ્રતિબંધ લગાડવામાં આવે.'

શાહજહાંએ એવો જ આદેશ કરી દીધો, પરંતુ બાબા મલૂકદાસજીએ શાહી ફરમાનનું ઉલ્લંઘન કરીને જમાતની સાથે પૂરા ભારતનું ભ્રમણ કર્યું. દિલ્હી પહોંચ્યા ત્યારે શાહજહાંએ તેમને કેદ કરી લીધા તો જેલની બધી ઘંટીઓ આપમેળે ચાલવા લાગી. જેલના કેદીઓની હથકડી-બેડી ખુલી ગઈ. જેલના કર્મચારીઓ જડવત્ બની ગયા. તેઓ બાબાનું કંઈ પણ નહીં બગાડી શક્યા. બાબા જમાતની સાથે વૃંદાવન આવી ગયા. ત્યાં શાહજહાંના આખા શરીરમાં ભયંકર બળતરા થવા લાગી, જે કોઈ રીતે મટી નહીં. સાચા સાધુના અપમાનનું આ ફળ હતું. ત્યારે તે બાબા મલૂકદાસજીના શરણમાં આવ્યો. બાબાએ તેના દ્વારા ગોવધ નિષેધની સાથે બીજી શરતો પણ સ્વીકાર કરાવી. ત્યારે તે સ્વસ્થ થયો. આ વાતનું પણ ઐતિહાસિક પ્રમાણ છે કે વૈષ્ણવોના સોળ અખાડાઓના સંતોએ હિંદુ રાજાઓની સાથે મળીને મુસલમાનોની વિરુદ્ધ ગોરક્ષાની લડાઈઓ પણ લડી.

કહેવાનું તાત્પર્ય એ છે કે એ કાળે સંતોના પ્રભાવમાં આવીને એ રાજાઓએ ભલેને કંઈ સીમિત સમય માટેય ગોવધ પર પ્રતિબંધ લગાડ્યો અને લોકોને મોટી આશા હતી કે આ અંગ્રેજ ગોભક્ષી છે, એ અહીંથી ચાલ્યા જશે તો ગોવધ પર પ્રતિબંધ લાગી જશે. પરંતુ પેલા ગોરા અંગ્રેજો કરતાં આ કાળા અંગ્રેજો ઘણા આગળ નીકળી ગયા. આજે ગોવંશની સાથે જે અત્યાચાર થઈ રહ્યો છે, તે કોઈથી છૂપો નથી. આજે તો ગોરક્ષા અને ગોસેવાની ભાવના હજુ પણ સતત ઓછી થતી જઈ રહી છે.

અંગ્રેજોના સમયે પણ ગોવધ થતો હતો, પરંતુ આપણાં ગોસદન ભરેલાં હતાં. દૂધ-દહીંની પ્રચુર ઉપલબ્ધતા હતી. ગાયના ઘીની ભરપૂર ઉપલબ્ધતા હતી. વિચારવાથી એ વાત બુદ્ધિમાં આવે છે કે સ્વતંત્રતાના પહેલાં સંતોની ઘણી જમાતો ફરતી હતી. રાજા રઘુવીરદાસજી મહારાજ ચિત્રકૂટવાળાની જમાતના વિષે જૂના સંતો દ્વારા આજે પણ સાંભળવા મળે છે. ૧૨૦૦-૧૨૦૦ સાધુઓ જમાતમાં હતા. ઉડિયા જગન્નાથદાસજી

મહારાજની જમાતમાં હજાર-હજાર, બે-બે હજાર સાધુઓની જમાત હતી. અયોધ્યાવાળા ખાક ચોકના મહંત અર્જુનદાસજી મહારાજની જમાત તેમ જ એ સમયે સેંકડો સંતોની જમાતો ભારતવર્ષમાં ફરતી હતી અને ગામે-ગામ થઈને નીકળી હતી. જે ગામમાં રોકાતા, ત્યાં મહિનો-પંદર દિવસ ઠાકોરજીનો દરબાર સજવામાં આવતો. શંખ, ઘંટ, વાજાં વાગવાં લાગતાં, લોકો દોડી-દોડીને આવવા લાગતા. આરતી, સેવા, પૂજા થતી અને એક ખાસ વાત એ કે જમાતની સાથે ગાયો ચાલતી હતી. એક-એક જમાતની સાથે ૨૦૦ થી ૪૦૦ ગાયો ચાલતી. ઠાકોરજીને દૂધનો ભોગ ધરાવવાનો છે, ગાયનું ગોમળ જોઈએ. એ બધું ક્યાંથી થશે ? તો ગાયો પણ જમાતની સાથે ચાલતી હતી, અને ત્યાં કથા, કીર્તન-સત્સંગ, સેવા-પૂજા થતી તો ગામોનાં ગામ ભક્ત બની જતા, એ સૌ લોકોમાં ગોસેવા પ્રત્યે સંસ્કાર જાગ્રત થઈ જતા.

આજે જનજાગરણ અને ધર્મપ્રચારનું કાર્ય જેવું થવું જોઈએ, તેવું નથી થઈ રહ્યું, એટલા માટે જરૂરી છે કે ગામેગામથી સાધુ-મહાત્માઓ ફરવા નીકળે. ગીતાજી, રામચરિતમાનસનો પાઠ થાય, કથા-કીર્તન થાય, સત્સંગ થાય તથા જન-જનમાં ગાય પ્રત્યે સેવા-ભાવના જાગ્રત કરવામાં આવે. ગાય પ્રત્યે મહત્ત્વબુદ્ધિ જાગ્રત કરવામાં આવે. ગોરક્ષાના કાર્યમાં લોકો કમર કસી લે તો ગોરક્ષા થવી કોઈ અશક્ય કાર્ય નથી. પૂરા દેશમાં સંતોનું વિચરણ થાય અને એક જ સંકલ્પ લઈને વિચરણ થાય કે ગમે તેમ પણ થાય ગાયના પ્રત્યે લોકોની શ્રદ્ધાબુદ્ધિ, મહત્ત્વબુદ્ધિ બને.

કહેવાનું તાત્પર્ય એ છે કે પરમ વિરક્ત, ત્યાગી અને લોકકલ્યાણકારી ભાવના રાખવાવાળા સંતો દ્વારા આ દિશામાં ઘણું મોટું કાર્ય થઈ શકે છે.

ગોરક્ષા આંદોલનમાં કેટલાય સાધુઓ માર્યા ગયા. એક સાધુ ખાક ચોકમાં આવતા હતા. અપંગ હતા. તેમના શરીરમાં કેટલેય ઠેકાણે ગોળીઓ વાગી હતી. તેઓ આંખે જોયેલી ઘટનાઓ સંભળાવતા હતા તો રડવું આવતું હતું. તેમણે જણાવ્યું કે ગોપાષ્ટમીના દિવસની વાત

છે, ગોરક્ષકોના ઉપર ગોળીઓની વર્ષા વરસાવી. સેંકડો સાધુઓ માર્યા ગયા, કેટલાકને સળગાવી દીધા, આવો ભયંકર અત્યાચાર અંગ્રેજી રાજ્યમાં પણ નથી થયો. ગોપાષ્ટમી જેવી પવિત્ર તિથિના દિવસે સત્યાગ્રહ કરવાવાળા ગોભક્તો પર મહાન અત્યાચાર થયો.

તેથી આપણા સૌનું કર્તવ્ય છે કે ગોમાતાની સેવા અને રક્ષા કરતા રહીને આપણે **અનન્ય ભાવથી ભગવાનની ઉપાસનામાં લાગી જઈએ. પ્રાર્થનામાં ઘણી મોટી શક્તિ છે, બહુ મોટું સામર્થ્ય છે. આ એક ઘણો ઉત્તમ અને સહજ ઉપાય છે કે આપણે નિત્યપ્રતિ પોતાના ઈષ્ટમંત્રની ઓછામાં ઓછી એક માળા અથવા કોઈ સ્તોત્રનો પાઠ ગોરક્ષાના નિમિત્તે કરવો. ભગવાન કૃપા કરીને સૌને સદ્બુદ્ધિ આપે.**

